॥ ૐ શ્રી ॥

# અંબાજીના છંદ.

## ( ભાગ ૧-૨-૩-૪-૫ સાથે. )



ભાવી ભકત જે હશે, જશે અંબા દુવાર

છંદ ગાશે અંબા તણા, પામે સુખ અપાર.

સંવત ૧૯૭૩ આવૃત્તી



સને ૧૯૧૭ પાંચમી.

કીમંત ૦-૬-૦


રચી પ્રસિદ્ધ કરનાર

શા. અમીચંદ મોતીચંદ ઝવેરી

# અંબાજીના છંદ.

( ભાગ ૧-૨-૩-૪-૫ સાથે. )



ભાવી ભક્ત જે હશે, જશે અંબા દુવાર;
છંદ ગાસે અંબા તણા પામે સુખ અપાર.

શંવત ૧૯૭૩ આવૃતી



શને ૧૯૧૭ પાંચમી

કીંમત ૦-૬-૦

રચી પ્રસિદ્ધ કરનાર

શા. અમીચંદ મોતીચંદ ઝવેરી.



શા૦ ખુબચંદ અમીચંદના થી સુરત "જૈન" એન્જીન
પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપી.
ઠેકાણું ખપાટીઆ ચકલા—સુરત.

પ્રસીદ્ધ કરનાર.

શા૦ અમીચંદ મોતીચંદ ઝવેરી

પ્રસીદ્ધ કરવાનું ઠેકાણું—આમલીરાન સુરત



# ભક્તજનોને ભલામણ.



આ આપણી જગતજનુની આદ્ય ઈશ્વરી ઇચ્છાશક્તિ સર્વાંગે વ્યાપી રહ્યાં છે. એના વિનાનો સુનો ઠામ નથી જેમ

દોહરો.

અલીલ વૃક્ષ તો એક હે', નિરંજન ઉવાંકો ડાળ.
શાખા જીનોકી બ્રહ્મ હે', સોપાંત સકળ સંસાર."

તેમાં આપણે બધાએ માયામાં ગુફરડાયા છીએ ને એ માયામાં બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર પણ ભુલ્યા છે. અને મોટા ઋષિમુનિ ભુલે છે તો આપણું શું ગજું ?

જુઓ કે ચંડીપાઠમાં પ્રથમ ચરિત્રમાં સુરથ રાજા અને વૈશ્ય એ આ સંસાર છોડી વનવાસ ગયા તો પણ ત્યાં પોતાના બાયડી, છોકરાં, રાજપાટ, ઘોડા, ગાડી, વિગેરે યાદ આવ્યાં ને મનમાં વિચાર કરવા લાગ્યા કે મારૂં રાજ કેવું ચાલતું હશે, મારાં બાયડી છોકરાઓ, ઘોડા વિગેરે સુખી હશે કે દુઃખી, તેની ફીકરથી શોકાતુર થઇ ફરતાં ફરતાં સુમેધા ઋષિને આશ્રમે આવ્યા. પ્રણામ કરી પુછવા લાગ્યા કે હે મહારાજ ! અમે સંસારથી કાયર થઇ સંસાર છોડી વનમાં આવ્યા તોપણ હજુ અમારો જીવ પાછો માયામાં કેમ જાય છે તેની અમને સમજણ પડતી નથી. ત્યારે ઋષિ

મહારાજે કહ્યું કે એ માયાનું આવરણ પ્રાણી માત્રને વળગેલું છે. એની માયાથી કોઈ બચે નહીં, તેથી તમે એ જોગમાયાની ભકિત કરશો તો એની માયાથી એજ બચાવે તો બચીએ, એ માયા વડે માયા દૂર થશે. એ જોગમાયાની ભક્તિ કરવાથી સંસારના સુખની પ્રાપ્તિ થશે ને મોક્ષ પણ આપશે. સુમેધા ઋષિના વચન સાંભળીને વૈશ્ય તથા સુરથ રાજાએ અંબિકાના ચંડીપાઠ વાંચવા શરૂ કર્યા ને સાંભળ્યા. પછી માતાની તપશ્ચર્યા કરી માતાને પ્રસન્ન કર્યા. તેના વરદાનથી રાજપાટ, સંસારના સુખ ભોગવી મોક્ષને પ્રાપ્ત થયા. કોઈ પંથવાળા કહે છે કે દેવી માતા પાસે મોક્ષ આપવાની ગતિ નથી. તેનું કારણ એ છે જે માતા પાસે મોક્ષ મળે નહીં તો પછી ભક્તિ કરવાની કોઇને જરૂર રહે નહિ ને માતાને માને નહિ, પણ ભાઇઓ, મોક્ષ કંઈ પદાર્થ નથી કે વસ્તુ નથી કે મોક્ષનો ભંડાર ભર્યો નથી કે તેમાંથી ખોબલા ભરીને આપશે, વાસ્તે એ બધો મતાંનમત્ત ઘણા પંથોને લીધે થાય છે. જેમ દુકાનદારો એક વખારમાંથી માલ બધા લાવે ને લોકોને કહેશે કે મારો માલ સારો છે ને બીજાનો નઠારો છે. પણ વિદ્વાન આત્મજ્ઞાની તો સમજે છે કે મોક્ષ તો પોતપોતાને હાથેજ મળવાનો છે તેનો ઉપાય સત્ય ચાલવું, દયાદાન દેવું, કોઈ જીવની હિંસા કરવી નહિં, કોઈનું મન દુઃખાવવું નહિં,

પોતપોતાના કર્મોથી બંધાયલા બંધ છોડી સત ચાલશે તો સંસારમાં પૂર્ણ સુખ ભોગવી મોક્ષને પામશે એટલે પોતાના સ્વરૂપમાં પોતે ભળશે એજ મોક્ષ. ભગવત્ ને ભગવતી એ કાંઈ જુદાં નથી. ભગવત્ એટલે પોતે એકજ છે. ભગવતી એટલે સર્વ દેવનું તેજ એજ અંબિકા છે. હવે વિચારો જે એક દેવનું તેજ બળ કરે તેથી સર્વ દેવનું તેજ એકઠું થઇ એ અંબિકા પ્રગટ થયાં, તેણે મ્હોટા મ્હોટા દૈત્ય માર્યા ને દેવોનાં ગયેલાં રાજ પાછાં અપાવ્યાં. વળી કહેતા ગયાં કે કામ પડે સંભારશો તો હું આવીને સાહ્ય કરીશ ને જે ભક્ત મારૂં સ્મરણ કરશે તેનું હું રક્ષણ કરીશ. એ ચંડી પાઠમાં માર્કંડ ઋષિ કહી ગયા છે તે સત્ય છે વાસ્તે આ જે છે તે સર્વે સાચું, સમજણ વીનાનું લાગે કાચું. એક માલીકને તેની છાંયાં તે કાંઈ જુદાં નથી. એક દીવાસળીને પેટીમાંથી એક સળી સળગાવી કોડીઆ સળગાવી હારબંધ મુકીશું તો લોકો દીવાળી કહેશે. ચકલા ઉપર ચાર લાકડાં એકઠા મુકી એજ પેટીમાં થી દીવાસળી સળગાવી લાકડાં મુકી ભડકો કરશે તો લોકો હોળી કહેશે. રાજા દંડે તો હાકેમ કહેવાશે અને વનમાં લુંટે તો ભીલ કહેવાશે. હવે સમજો કે—

નાને ભડકે દીવાળી, મોટે ભડકે હોળી,
ગામમાં લુંટે તો રાજા, વનમાં લુટે તો કોળી.

તે પ્રમાણે આ બધા પંથોની કહેણીછે. જો ઉંડાણ જોશો તો કુદરતનું કામ કુદરત કરે છે. કોઈ ન્હાનું નથી અને કોઈ મોટું

નથી હરેકે પોતપોતાના મનથી જેને જે માન્યુ' તે સાચુ'. ખરૂં તો એકજ છે. જયાં જોશો ત્યાં પવન, પાણી, પૃથિવ, વાયુ ને આકાશ આ પાંચ તત્ત્વની માન્યતા ચાલે છે તેથી કોઇ છુટાને માનતા નથી. વળી મ્હારા જાણવા પ્રમાણે ત્રણનું પૂજન થાય છે. તેમાં ઉભા, બેઠા ને સુતા. ઉભામાં રામ, કૃષ્ણમહારાજ, મહાદેવજી, ગણપતિ, દેવી દેવતા; ને બેઠામાં પારસનાથ; સુતામાં મસીહ, કબરમાં પેગંબરો. આ ત્રણથી ચોથાનું પૂજન થતું નથી. વાસ્તે કોઇની નિંદા કરવાથી ઘણું પાપ લાગે છે. જેણે જે માન્યું તે સાચું છે. એ બધું પોતપોતાના મનનાં કારણો છે.

મારો જન્મ સંવત ૧૯૦૨ માં આશો વદ ૧ એટલે ચંન્ની પડવાને દિવસે થયો હતો, ને સંવત ૧૯૧૭માં મારાં માત પિતા સ્વર્ગવાસ થયાં હતાં તે વખતથી હું મારા ધર્મમાં મારો ધર્મ પાળતો હતો. હજી પણ પાળું છું, પણ આ સંસારની ઉપાધિને લીધે આધિવ્યાધિ ઘણા વળગવા લાગ્યા તેથી આ મહા માયા માતા અંબિકાને મારા ઇષ્ટ દેવ ગુરૂ કર્યા ને તેનું સ્મરણ કરી મારાં કાર્યો સિદ્ધ કર્યાં. ઘણી વખત હરકાંઇ સંકટ પડતું હતું તો હું માંજીના છંદ બનાવી એની સ્તુતિ કરતો તેથી મારૂં કામ સિદ્ધ થતું હતું ને સંવત ૧૯૨૫ થી હર આશો મહિને નવરાતરમાં ફકત ચાર દિવસ

છંદ ગાતો તેમાં ચંડીપાઠના છંદ નિર્ગુણ, સગુણ, આત્મ જ્ઞાની છંદ બનાવી માજીની ભકિત કરતો. તે વખતે ઘણા લોકો છંદ સાંભળી રાજી થઈ મારી સાથે મારી પાસેથી છંદ શીખીને માજીની ભક્તિ કરવા લાગ્યા તેમાં ઘણા લોકો વેપાર રોજગારમાં વધ્યા, ને નાના છોકરાઓ હતા તે પણ માજીના છંદ ગાઈ ભકિત કરી માજીનું સ્મરણ કરતા માના પ્રતાપથી ભણીને ધંધે રોજગારે લાગી ગયા; તે ઉપરથી લોકોને શીખવાને વાસ્તે ઘણો આગ્રહ જોવાથી એક એક ભાગના ચાર ભાગ સુધીના છંદની ચોપડી ચાર આવૃત્તિ સુધી છંદો છપાવી બહાર પાડેલી તે બધી ખપી જવાથી હવે પાછા ચારે ભાગના છંદો એકઠા કરી રાહેરાહ ગોઠવી છપાવી છે ને તેમાં પાંચમા ભાગના છંદ મુકેલા છે; એ છંદો મારે જે જે વખતે કાંઇક સંકટ પડયું હશે તેજ વખતે વખતનો સમો ચોઘડીયું જોઈ એક ચિતે ધ્યાન ધરી માજીનું સ્મરણ કરી માજીના પ્રાક્રમના ગુણ ગાઈ છંદ બનાવી ગાતો કે મારા આવ્યાં વિઘ્ન માજી દૂર કરતાં ને હજી પણ કરે છે. તેથી આ છંદ મંત્ર જેવાં છે તેથી સર્વે ભકતને સૂચના છે કે આ ચોપડીમાંથી સમે સમાના છંદો છે. જે વખતે હરકાંઈ સંકટ આવે ત્યારે તેજ સમાના છંદ ચોપડીમાંથી એક હીલે, મન સ્થિર રાખી, માજીમાં ધ્યાન રાખી છંદ ગાશો તો તમારાં સર્વ કામ સિદ્ધ થશે;

વળી એક બીજી ચોપડી ચંડીપાઠની કે જે બ્રાહ્મણો સંસ્કૃતમાં વાંચે છે તે ચંડીપાઠના અર્થ કરી ગુજરાતીમાં દોહરા ચોપાઈની રાહ મુકી બનાવેલી છે. તે આ સર્વ લોકોને તથા સંસ્કૃત નહી જાણતા હોય તેને આ ચંડીપાઠ વાંચવો બહુજ ઉત્તમ છે. વળી હરકોઈ ગ્રહ માણસને પીડા કરતો હોય અગર કંઇક પણ જાતનું સંકટ માણસને માથે આવી પડયું હોય તો તે વખતે ચંડીપાઠ બ્રાહ્મણ પાસે વંચાવે છે. તેનાજ અર્થ કરી ગુજરાતીમાં બહાર પાડયા છે; તે જે ધણી વાંચશે, વંચાવશે અથવા આ ચોપડી વેચાતી લઈ બ્રાહ્મણને દાન આપશે તો તેને મોટો ફાયદો થશે ને સર્વ કામ માજી સિદ્ધ કરશે. ચંડીપાઠની કીંમત રૂા. ૦॥= આના રાખી છે. આ ચંડીપાઠની ચોપડી તથા છંદની ચોપડીના પૈસા ધર્માદામાં વપરાય છે.

ઉપલી બીના મેં મારા અનુભવ પ્રમાણે લખી છે. આતો એક પ્રેમભકિતથી ધ્યાન ધરી છંદ ગાવાથી મને લાભો મળ્યા છે તેમાં જે મોટું આનંદનું ઘર મળ્યું તેમાં હું ઘણો આનંદી થયો છું. મારા જે જે સંશય હતા તે ભાંગી માજીએ મને નિર્ભય બનાવ્યો તો કોઇ પણ જીવ આ છંદ ગાઇ માજીનું સ્મરણ કરી અનુભવ મેળવશે તો તે આનંદનું ઘર પામશે. તે પરમાર્થ ધારી આ લખી જણાવ્યું છે.

દોહરો.

જો જાણુવાનો ઉપાય કરો તો તૃષ્ણા ખેય થાય
મનની વૃત્તિ વિરામ પામે તો અલેક રૂપ ઓળખાય.

તેથી જે માણુસ શ્રદ્ધા રાખી બેસશે તો તેનાં કામ સરવે માજી બુદ્ધિ રૂપે બળ આપી મોક્ષની પ્રાપ્તી કરશે. કંઈ નજર દોષથી કંઈ શબ્દ કાનો માત્રા પડયો હોય તે સુધારી વાંચશો એવી મ્હારી નમ્ર અરજ છે. બોલો અંબેમાતકી જે. સંવત ૧૯૭૩ના અસાડ સુદ ૨ ને વાર ગરેઉ. લી૦

મુ૦ સુરત,
ઠે. આમલીરાનવાડી. } શા. અમીચંદ મોતીચંદ ઝવેરી.



# વિષયાનુક્રમણિકા.



## સુરતના અંબા માતાજી.



The Surat Jain E. Press, SURAT.

છંદ તથા ચંડી પાઠના કર્તા.



શા૦ અમીચંદ મોતીચંદ ઝવેરી. ( હાલ ઉમર વર્ષ ૭૩ )



# દોહરો.

આદ્ય ધંન પરિબ્રહ્ય તું, સમરૂં વારમવાર;
આદ્ય ઇશ્વરી અંબીકા, જગ્ત તણો આધાર—૧
શરણે આવ્યો તાહેરે, મળી વસ્તુ મૂજસાર;
કીરપા થઈ મા તાહરી તો છંદ થયા તૈયાર—૨
અમૂલ્ય નામ મા તાહેરૂ, સર્વ સારનો સાર;
સમે સમો જોઈ સમરે, તો બેડો ઉતરે પાર—૩
ભક્તજનના આગ્રહથી છપાવી પાડી બ્હાર;
ઉપજ થશે ચોપડી તણી, તે ખરચીશ ધર્મદ્વાર—૪
સૂરત આમલીરાનમાં, છંદ તણા રચનાર;
ભુલચૂક માફ કરજો, **અમીચંદ** કહે વારમવાર—૫



## દોહરો ૨.

જગગત્કર્તા જનુની તમે; થયા સીંહ અસ્વાર.
વેણુ વગાડે મુખ પરે; શાર્દુલ કરે થૈકાર.
રીદ્ધ સીદ્ધ આપો સવને; છો સૌના દાતાર.
શાસ્ત્ર વેદ વાણી તમે, ઇચ્છાશક્તિ ઓહુંમકાર.
અકળ કળા છે તાહેરી; શેષ ના પામે પાર.
મીનિટ એક ઘટે નહિ; વધે નહિ લગાર.
ચંચલ ચેતી ચતુરનર; સેવો અંબા દ્વાર.
દર્શનથી દુઃખ દૂર જશે; થશે સુખ અપાર.
મોજ ઉઠે જો મન તણી; છંદ વસ્તુ છે સાર.
તીવ્ર બુદ્ધી રાખી કરી; છંદ ગાજો વારંવાર.
ચંતા ટળશે મન તણી; ભોગવો સુખ સંસાર.
દર્શનથી પરસન થશે;**અમીચંદ** કહે ઉતરો પાર.

---

## દોહરો ૩.

ગવરી સુત ગણેશ તું, વંદુ વારંવાર;
સમરૂ માતા શારદા બુદ્ધિ તણા દાતાર. ૧
આરાધું આદ્ય ઈસ્વરી, અખંડ ભોવનના ઇશ.
ગુણ ગાવું અંબા તણા, પ્રેમે નમાવું શીશ. ૨
ધ્યાન ધરી મા છંદ કરૂં, મદત તમારી લઇ;
ભેદ ભાંગો ભ્રમણાતણો, તો ભાતર ભીંજુ જઈ. ૩

જ્ઞાને ધ્યાન લાગી રહ્યું, માજી માજી છંદ ગાઈ;
આગ્ર ઘણું ભગતન તણું, બીજા ભાગને માહી. ૪
બીજો ભાગ બહાર પાડીયો; ભક્ત જન લેજો સાર;
ખરીદ કરો ખુશી થૈ, જશે પૈસા ધર્મ દુવાર. ૫
નીર્ગુણ શીર્ગુણ છંદ બાંધીઆ, ચડીઉલટ સમાધી મન;
કાનો માત્ર કાંઈ ભુલ હોએ, સુધારી ગાજો છંદ. ૬
સુરત શેહેર રળીઆમણું, આમલીરાન મારો વાસ;
શેવક **અમીચંદ** કહે, મા પુરો સૌની આશ. ૭

---

સાખી—૧.

સમરૂં શંકર સુત પ્રથમ પુજું ધનદેવા,
સિંદુર ચડે શરીર હાથ મોદિક ઓર મેવા.
ઘન છબી તમારી નીરખી ભગત સહુ કરતે સેવા,
સમરે વારંમવાર સુખ સંસારના લેવા.
સંકટ સમે હું સમરૂં આવ્યો છું શરણે રહેવા,
હાથ જોડી **અમીચંદ** આવી ઉભો છે કહેવા.

**ફેકતા.**

રંકને રક્ષણ કરો શારદાએ, હાથ જોડીને ભજું અંબાએ.
સદા સ્હાય કરજો અંબામાએ, ભગત જન ગુણ તમારા ગાએ;
આવી કંઠ ઉપર કરો રક્ષાએ, **અમીચંદ** લાગે તમારે પાએ,
સમરતાં સંકટ જાય છે દુર, કરે માજી પલમાં ચુર ચુરજી.

## સાખી—૨.

ભજન કર ભજન કર ધર ધ્યાન અંબે માતકા; મગરૂબી છોડ મુર્ખ મંન સંગાત છોડા સાથકા; ગુરૂ કહુયા નહિ સંગ રહુયા; તરછોડ ચલા કજાતકા; નુગરેકી સોબત મત કરો કુજાત મારે ઝાટકા; મરજાદ છોડી જાય દોડી; મારે ગપાટા વાતકા, **શીવલાલ** કહે ગુરૂ સંગ રહી, છંદ ગાઉં અંબે માતકા: ॥ ૧ ॥

## ફેકતો.

ગુરૂકી ગત ઘણી ન્યારી, મુડે ચેલો ભરોસો હોય ભારી; પ્યાલા દે ગુરૂ ચેલો ધારી; નુગરેકી નહિ કરવી યારી; ગુરૂકા જ્ઞાનકી બલીહારી; કે ઓળખા અંબા ખપર ધારી; **શીવલાલ** કહે વારંવારી, **અમીચંદ** ભાઇ સંગ મારીજી:॥

## સાખી—૩.

ભક્તિ કરો ભક્તિ કરો ભક્તિનું ફળ મળશે; આદ્યઇશ્વરી અંબીકા સમરેથી દુ:ખ ટળશે; કઠણ જુગ કળજુગનો લોભી પાખંડી મળશે; ફસાવી ફોસલાવસે નીરંજન ગુરૂ બતલાવશે; નીરંજન નીરાકાર છે. સાકાર જારે મળશે; સાકાર નીરાકાર થાય આવાગવંન દુ:ખ ટળશે; અજ્ઞાની છે જે મૂઢ મતી, ગુરૂ વિના નહિ વળશે; શીવલાલ કહે જ્ઞાની જોઈ અજ્ઞાની હોય તે બળશે. ॥

## સાખી—૪.

જગતારૂણી અંબા ધણી માલીક અંબા આપજી,
લક્ષ ચોર્યાશી ભટકયો ઘણું ત્યાં થયો ઘણો સંતાપજી.
મનુષ્યા જન્મ આવ્યો હુવે જો જપાય તારો જાપજી,
કરમ તૂટે પાપ પજળે; કરો મહેર તું માબાપજી.
લાગુ ચરણ આવ્યો શરણ કાપો જન્મના પાપજી,
**અમીચંદ** કહે કરૂણા કરી, ભગતના કષ્ટ કાપજીઃ ॥

## રેકતો

ભગત જે કરે ભક્તિ ભાવે, સદા ને સુખ સંપત પાવે, ગુરૂશીર રાખી છંદ ગાવે; બાધ ન તેને કશો નહિ આવે; મુર્ખ મન મમત કરી ગાવે આખર તે પુરા પસ્તાવે; **અમીચંદ** શરણે તારી આવે, ગાઇ છંદ સદા સુખ પાવે, શરણમાં રાખો અંબા આઇ ફરે તેરી નવખંડમાં દુવાઈ; મારી મા.

## સાખી (૫)

જાગી જો તું જો જીવડા જગ સુખ થાશે નાસજી માને છે તું માહેરૂ નહી રહેશે તારી પાસજી; સ્વપ્નામાં રાજા થઈ તે વરતાવ્યો છે ત્રાસજી; જાગી જુવે તો કંઇ નહી, થઇ બેઠા ભાઈ ઉદાસજી, નંદને મુચકુંદ ગયા થયા રાવણ સરખા નાસજી; હાથ જોડી **અમીચંદ** કહે મા પુરો સૌની આશજી; ॥

## ફેકતો

સંદેહ ટાળો મારા ભાઇ, ભજી લો ભાવે અંબા માંઈ સંદેહમાં ગયા ઘણા અથડાઈ; સંદેહથી ફરે ચોયરાશી માંહી, **અમીચંદ** કહે છે સુણો મેરે ભાઈ; વસે મારા ઘટમાં અંબા આઈ; મેરીમા.

સાખી (૬)

જગ માતા જનુની તમે જંગમાં તો જશ આપજો;
દુરમતી હોય માંહેરી કીરપા કરીને કાપજો.
સંભાળ સરણાગતની મા સ્થીર કરીને થાપજો,
બાનુ તમારૂં ધરી હૃદયે મા છાપ તમારી છાપજો.
સ્હેજ સમાધી શ્વાસોસ્વાસે નીશદીન જપીએ જાપજો;
**અમીચંદ** કહે આધ્યઇશ્વરી તાળો ત્રીવિધીના તાપજો:।।

## ફેકતા.

દયા કરી દીન વચનમાં સુણ.
લાગી મારે તારા નામની ધુન;
ત્રીગુણ માયા અખંડરૂપ નીરગુણ વસોતમે સઘળે સુન
મહાસુન; **અમીચંદ** ગાય તમારા ગુણ;
શાસ્ત્ર ભેદ શબ્દ લે છે ચુન ચુનજી.

# आद्य शक्ती छंद प्रबंध.

## છંદ ૧ લો.

પ્રથમ કરૂ પ્રણામ, નામ લંબોદર દુઃખ ભંજન; નમુ સરસ્વતી ગીરજાનંદન, બને ચઊંઆ પર અસ્વાર; ધન થંન થંન બાજે પંજન; લંબી શુંઢ ઉપર શોભે દંતન, બના ખુબ રૂપ અતિ કુંદન; બીધન હરણુ નામ ધારણુ સરણુમે રાખી દેના દરશન. નમુ સરસ્વતી ગીરજાનંદન. ૧

કરો કંઠપર સાહે શારદા તમે નીત રક્ષણ મધુરી વાણુા નીકળે તતક્ષણ. અલેક પુરૂષ અવીનાશી રૂશી દેવ કરે તારૂ સમરણ; શારદા સદા રહેજો પ્રસન્ન. આપો સુખ સંપદા સમરતા રીધશીધ સત બચન; નમુ સરસ્વતી ગીરજાનંદન. ૨

કરી આનંદ ઉલ્લાસ હીલમીલ બેઠે સબ ભક્તન, છંદ માજીના ગાવા મગન, બાજે ઢોલ મૃદંગ શોર કરે છાંયા ખુબ ગગન, ગાઊં માં છંદ નવી ધરણુ. આવી રહેજો સરસ્વતી જીભ્યાએ લાગુ તારે ચરણુ; નમુ સરસ્વતી ગીરજાનંદન. ૩

ચૌદ લોક ઓર એકવીશ બ્રહ્માંડ કરે તારૂ રટણુ, અરાડે વરણુ કરે મથન દરશનથી દુઃખ જાએ દરીદ્ર કાયા થાએ પાવન, માહા રાજગીર કહે આજે ધનધન, અમીચંદ કહે સાહે કરો હું આવ્યો તારે શરણુ, નમુ સરસ્વતિ ગીરજાનંદન. ૪

## છંદ ૨ જો.

પ્રથમ નમુ ગણપતી માત સરસ્વતિનું ધરતાં ધ્યાન, કંઠ વાણી દો બુદ્ધિ જ્ઞાન, મા કર મનસુબો ઘરશે આયા. મ.જી તમારે ધામ. પ્રથમ જે બોલું તુમારા નામ, ચરણુ શીશ માની: છબી નીરખી કરૂં માને સલામ, તેરી ભગ્તીસે હોવે આરામ, મા હરદીસ તારૂં ધ્યાન ધરી મા કરૂં તારૂં પીછાન, કંઠવાણી દો બુદ્ધિ જ્ઞાન ચોક ૧

મૂળ સ્થંળથી કહુ માજી હું સ્રષ્ટીકા વિસ્તાર, અખંડ જોત નિરગુણ નિરાકાર. ઈચ્છા શક્તિને પ્રગટ કીએ. બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર તૈયાર, રૂપ પ્રહ્ટી કીયા ભરથાર પણ લક્ષ્મી સાવિત્રી ઉમીયા માતા ત્રીગુણકા મંડાણ. કંઠવાણી દો બુદ્ધિજ્ઞાન ચોક. ૨

તેરી માયાકા પાર નહિ બ્રહ્માદીક ભુલ જાતા, તેરા કોઈ પાર નહી પાતા; પણ બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર હુકમમે તેરા ગુણ ગાતા, સકળ ઘટઘટમેં ફેલાતા, સ્વર્ગ મૃત્યુ પાતાળ. કે ચૌદા ભુવન ધરે તારૂં ધ્યાન, કંઠ વાણી દો બુદ્ધિ જ્ઞાન. ચોક. ૩

મે હું તુમેરા દાસ ગુનેગારા, બંદગી તેરી કરતા, તેરે ચરણો પર શીશ ધરતા. તેરે સરણમે જે કોઇ રહેવે નહિ કીનસે ડરતા, મહારાજગીર તેરા ધ્યાન ધરતા. **અમીચંદ** કે છંદ બનાવી ભજો અંબા જુગ જાન કંઠવાણી દો બુદ્ધિ જ્ઞાન ચોક. ૪

## છંદ ૩ જો.

( પ્રથમ નમુ ગણુપતી એ રાહ )

સકલ સભામે સમરૂ આવો ગંન, શંકરકે ફરજન, દેના દરશણુ ગંન દુઃખ ભંનજંન, ગંન કરૂ તમારી પુજા એક ચીત રાખી બેઠો તનમન; ઉડે ફુલ ખસબોઈ અતર સુધંન; ધન ઘડી ધન દીવસ આજનો થાય તારૂ દરશણુ, બદન પર સીંધુર ચડે લેપન, જમણી સૂઢ ગણુપતી સોભે તેરી અંખીઓમે અંજન. દેના દરશણુ ગંન ચોક ૧.

આધ્ય અંતે અંબામાં પ્રગટયા. નિરાકાર નિરગુણુ, બ્રહ્મા વિષ્ણુ શંકર ત્રીગુણુ, એ કોઈનામાં ફેર નહીં માયે કીધા સરૂપ ધારણુ, રચવા સ્રષ્ટીને કારણુ; એ માયા જાળમાં પડી અંધારી ફેલી ગયો શીરગુણુ. દેના દરશાન ગંન. ચોક ર

રચ્યો મા સંસાર સાગરનો પાર નહીં જડંન, દુબી સૌઓમાં અરાડે વરણુ. શેજનથી સંસાર પાર ઉતરવુ ઘણું કઠણુ; કરે એકચીત અંબાનું રટન, એહી નામશે તીરે ભવસાગર મીટે આવા ગવન દેના દરશણુ ગંન. ચોક. ૩

મહારાજગીર ગયે ભુખણુદાસ તે આવ્યા તમારે શર, દેજો દરશણુ થઇને પરસન, જુઠી માયા સંસારની ખોટી સાચુ તારૂં સ્મરણુ; હાથ જોડી કહે છે અમીચંદ. ભગતિ ભાવશે ભજુ માજી તને સમરે સૌ જગતન, દેના દરશણુ ગન. ચોક. ૪

## છંદ ૪ થો.

કહે તે ભક્તજન, સ્મરૂં શંકર કે ફરજંન,
પ્રથમ પુજું આદ્યધન, તમે આવોરે.
તમે આવો ધન માહાજેજી છુમ છનનનનન ઘુઘરૂ બાજેજી
એક સમે શિવ શંકર ભોળા. બોલે પારવતી સંગેજી.
મેરૂ પર્વત પર જઈ શું તપશ્યા, કરવા અતિ ઉમંગેજી.
ઉમિયા કહે ન રહું એકલી, નથી કોઇ મારે સંગેજી,
આપ્યું શિવે વરદાન ઉતારજો, મેલ તમારે અંગેજી.

### ઝુલ.

પુત્ર પુત્રિ પ્રગટ થશે નહીં ચિંતા રાખશો મનજી;
વરદાન આપી શિવજી ગયા. ધરે ધ્યાનવાળી અસનજી.
પાર્વતી આસ્નાન કરવા, વીચાર કરે છે મનજી,
અંગથકી મેલ ઉતારી, પ્રગટ કીધા બે ફરજંનજી.
ઓખા ગણુપતિ દ્વાર બિરાજેજી, છુમ છનનન—ચોક ૧
ઓખા ગણુપતિ રમજો ઓટલે, ઘરમાં કરૂં અસ્નાનેજી.
નારદજી જઈ કહે છે શીવજીને, તમે ધરો છો ધ્યાનેજી.
ઘેર બે બાળક પ્રગટ થયા છે, ઓટલે રમે સંતાનેજી.
ભોળા શંભુ ભૂલી ગયા, આપી :આવ્યા હતા વરદાનેજી.

### ઝુલ.

ક્રોધ કરીને ઉઠિયા ગયા પોતાને દ્વારજી,
બાળક બે બેઠા જોઈને ખિજવાઈ ગયા અપારજી.

રીસ કરી ઘરમાં ધસે ઉઘાડવાને દ્વારજી,

ગણુપતિ ગુસ્સે થયા લટકડી નાંખ્યા બ્હારજી.

જાય ઘરમાં તને નથી લાજેજી, છુંમ છનનન—ચોક ૨

પિતા પુત્ર બે જુધ્ધ કરે લડે ક્રોધ કરે દાંત પીસેજી;

જટા સાહી શિવજીને નાંખ્યા, શંભુ ભરાયા રિસેજી.

ત્રિશુળ મારી ગણુપતિ પાડયા, પળમાં ઉરાડયું શિશેજી;

ગભરાઈ ઓખા સંતાઈ ગઇ, ત્યાં બીજું કોઈ નહીં દીસેજી.

ઝુલ.

ઘરમાં ધસી શિવજી ગયાં, પાર્વતી બેઠા ન્હાયજી,

કેશથકી અંગ ઢાંકયું શિવ આ તે શું કે વાયજી.

બ્હાર બેઠા બે બાળક તમ વરદાને ફળ થાયજી,

સુરતા આવી શિવજીને પછી ઘણું પસ્તાયજી.

ઉડી શિશ ચંદ્ર રથ છાજેજી,

છુમછનનન ચોક ૩.

પડયા પાર્વતી પૃથ્વી મુર્છા, સૂણી શિવ વચનેજી,

માર્યો ગણેશ મારો કરો સજીવન,

નહીં તો પાડું મારૂં તનેજી.

મોકલી અનુચર શિવજી કહે કરી લાવો શિરછેદનજી,

મળ્યો માર્ગમાં કુંજર, મારીને શિર લાવ્યા ભૂવનજી.

## ઝુલ.

૩ મસ્તક એકઠા કરી કરે સજીવન શિવ તત્કાળજી.
જોઈ પાર્વતી વિસ્મય થયા આ ન્હોય મારો બાળજી.
શિવજી કહે સૂણો પાર્વતી એ જગત તણો પ્રતિપાલજી.
પહેલું પૂજન એનું થશે ગણુપતિ દિનદયાળજી.
ગણુપતિ વિના એક રાજેજી.
છુમ છનનન—ચોક ૪
માતા પાર્વતીશરણુગાર ધરે શિરમુગટ છત્રકુંડળેજી.
રત્ન જડિતમોતીની માળા માતા પહેરાવે ગળેજી.
જમણી સૂંઢ ગણુપતિ ગજાનંદ ઠુમક ઠુમક ઘન ચલેજી;
શિવજી કહે સૂણુ પાર્વતી ગણુપતિ ભજે દુઃખ ટલેજી,

## ઝુલ.

શુભ કામે સ્મરે સર્વ થાય ગણુપતિ પૂજનજી,
સૂણી વચન શિવજી તણું માતા થાય પ્રસન્નજી.
ચંદન લેપન કરી અંગે આંખો મે અંજનજી;
વિઘ્નહરો ધાન ધરી કહે હાથ જોડીને ભક્તતનજી.
**અમીચંદ**ની રાખો લાજેજી, છુમ છનનન. ચોક ૫

---

## ગણુપતિનો છંદ.

કરી ઉંદર પર અસ્વારી, ઘનરાજ વારંવારી.
તારી છબી લાગે પ્યારી, ગવરી સુતરે.

ગવરી સુત ગુણુ ભંડારેજી, ધન કરે મોદિકનો આહારેજી.
ઉમીઆ સજી સણગાર ધરતી, ગળે મોતનકી માળેજી,
મુગટ છત્ર કાંનોમે કુંડળ, ઓડે સાલ દુશાલેજી.
ડુંડાળો દુઃખ ભંજન કહીએ, રત્ન જડે દંત લાલેજી.
સૂંઢે ભરી મોતીની જાળી, શુદ્ધ બુદ્ધ ચમર ઢાળેજી.

ઝુલ.

બાંધી બાજુ બંધ કરે અંજને પહેરી પાવડી પાંઉપે જંને.
થેઈ થેઈ નાચ રહ્યા હે ધંને, જોઈ માતાજી થાયે પરસંને.
છબી નીરખે વારંવારેજી, છબી નીરખેરે. છબી નીરખે,
વારંવારેજી, ધન કરે મોદિકનો આહારેજી. ચોક ૧
ગણુપતિને કાર્તિક સ્વામિ, બને શિવ ફરજંનેજી.
શુદ્ધિ બુદ્ધિનું માગું આવ્યું, વિચાર કરે શિવ મનેજી.
કરી મનસુબો શિવજી કહે, તમે સાંભળો માહારા તંનેજી.
તીરથ જાત્રા કરી ફરી પૃથ્વી, વ્હેલો આવે ભૂવંનેજી.

ઝુલ.

વ્હેલો આવે તે કન્યા પરણે, કાર્તિક સ્વામિ દોડે હરખી મને.
ગણેશને:ઉંદર વાહને, એમ કહી ઝટપટ કરે દરશંને.
ઉઠી ગણુપતિ મનમાં ધારેજી, ઉઠી ગણુપતિરે.
ઉઠી ગણુપતિ મનમાં ધારેજી,
ધન કરે મોદિકનો આહારેજી. ચોક ૨
સર્વ તિરથમાં તિરથ મોટું, માત પિતા પૂજંનેજી.

એમ કહી સાત પ્રદક્ષિણા ફરી, માત પિતાને કરે વંદનેજી.
સર્વ તિરથ ફળ સ્હેજે પામ્યા, સઘળે ચડયું ચંદનેજી.
જેજે તિરથ જાય કાર્તિકસ્વામી જુએ ગણેશ પુજંનેજી.

ઝુલ.

એ શિવ પારવતી સમજી મંને, ગણપતિનું કર્યું લગંને.
શુદ્ધિ બુદ્ધિનું હરખ્યું મંને, ગણપતિ સંગે થયું લગંને.
ત્યાં થઈ રહ્યા જય જય કારેજી, ત્યાં થઈ રહ્યારે.
ત્યાં થઈ રહયો જય જય કારેજી,
ધન કરે મોદિકનો આહારેજી. ચોક ૩
તિરથ જાત્રા કરી કાર્તિક સ્વામિ' આવ્યા ગીરિ કૈલાસેજી.
ગણપતિનું લગન થયું સુણી, મનમાં થયા ઉદાસેજી.
માત પિતાનું મુખ નહીં જોવું, એમ કહી ત્યાંથી નાસેજી.
દોડે પારવતી પુઠે પકડવા, દોડતા ભરાયા શ્વાસેજી.

ઝુલ.

આગળ પુત્ર દોડે પાછળ માતા, મારવાડ છોડીમા ગુજરાત
આતા. ઉંઘડયો ઘુમટો મુખ દેખાતા,
અડધું માથું ખુલ્યું અડધે જાતા. ગયા દક્ષિણ દોડતા જયારેજી,
ધન કરે મોદિકનો આહારેજી ચોક ૪
દોડતાં માથું ઉઘડી ગયું ત્યારે, ખભે નાખ્યું માએ ચીરેજી
કાર્તિક સ્વામિ ગયા દક્ષિણ દોડતા પહાડ મળ્યો ગંભિરેજી
ક્રોધ કરી માર્યું માથું પહાડમા અડધું પેઠું શરિરેજી
દોડી પાર્વતી પગને પકડયા ધીરા રહો મારા વીરેજી

## ઝુલ

અફ્સોસ થઈ રહ્યા પગને ઝાલી નેત્રથી જાયે આંસુ ચાલી
જાત્રા કરે કોઈ ભાગ્યેગશાળી માતા કરે સૌની રખેવાળી
**અમીચંદને** પાર ઉતારોજી, **અમીચંદનેરે**
**અમીચંદને** પાર ઉતારેજી, ઘન કરે મોદિકનો આહારેજી
ચોક ૫

---

## છંદ ૬

સુરત સેહેરના ઘીઆ ફળીઆમાં; અંબામાતા બીરાજતી; આરાશુરથી અંબા પધારે ઘમ ઘનન ઘનન ઘુઘરૂ બાજતી; રૂમઝુમ કરતી આવી અંબીકા જળહળ જ્યોત ઝલકતી હે; કાનમે કુંડળમુગટ બીરાજે શીરછત્ર મણી લળકતી હે; ભમરકટાક્ષ બીરાજે તુમારી હાથચુડી કંગન ખલક્તી હે; બાંહે બાજુબંધ વેઢ વીંટી, અંગુઠી હીરેકી ચળકતી હે.

## ઝુલ

તેરી શોભા કયા કહું માને ગળે રતનકો હાર;
હીરા માણેક ઝળકી રહયા જેસી બીજલી કરે ચમકાર;
માને પાઉમે પાએલ અનુવટ વીછવા અદોઅદો મુખસે
ભજતી; આરાસુરથી અંબા. ૧

ચત્ર ભુજ તારૂં સ્વરૂપ બીરાજે, મમ માયા ખપ-રવાળી; કરણુ કુલ કાનોમે સોભતાં; લટા છુટી નાગણુ કાળી, જમણી બાજુ ગણેસ બીરાજે, દાબી પાસે બહુચર બાલી; સંખનપુરથી આઈ અલબેલી કરે ભક્તનકી રખેવાળી.

## ઝુલ

અંબા મારી માવડી. તુને સજ્યા સોળે સણુગાર;
નાકોમેં નથની કમર પટો, તેરી નેણોમેં કાજલ સાર;
ચોળી પેહેરી અસમાની, સાડી નાફરવાની બીર જતી;
આરાસુરથી અંબા પધારે ૨

ચોકીદાર માના ચાર બીરાજે, પુર્વ દીશા ઈંદ્ર રેહેતા; પશ્ચમ દશાપર વરૂણુ દેવતા; ન્યારે ન્યારેસબકું કહેતા. ઉત્તર દશા ધન ઈંદ્ર કહેલા તે, ધનપુરીમેં ઓ રેહેતા; દક્ષીણુ દશા જમરાજા શીખરપર અંબે અંબે મુખથી કહેતા.

## ઝુલ

ચોકીદાર માના ચાર હે, રે મઈઆકે આધીન;
ખેચરી ભુચરી અગોચરી, સબ ન્યારે નામ લો ગીન.
અપ્રમ પાર હેં તેરી માયા;સબ ખળખટ તુજકુ ભજતી
આરાસુરથી અંબા પધારે ૩

શીખર બધું માનુ દેહરૂ બીરાજે, ધજા ફરકતી દેખો ગગન;
બ્રાહ્મણુ વેદ ભણે સઉ મુખથી ચંડી પાઠ તો કરને લગંન.
વીજ્યાશંકર કરે આરતી, સદા સરણુ મેં રહે મગન,
ઇંદ્રાસનથી અધીક શોભા. છુટે ફુવારા ઉડને લગન.

ઝુલ

હાંડી તકતા શોભી રહ્યા, ઝુમ્મરો ચારો પાસ;
સુરજ મુખી શલગી રહી, જેસા ચંદ્ર ખીલા આકાશ
ગંદ્રપ ગ્યાન મીલાવે રાગણી. ગાતા સારંગી ખુબગજતી;
આરાસુરથી અંબા પધારે. ૪

કરજોડી માની કરૂં વીનંતી, અપરમપાર તેરી લીલ;
નહીં બાલેક નહીં બુઢ્ઢા જુવાન જેસે દેખો પુનેમકા ચંદ્ર ખીલા.
મહારાજગીર ઉસ્તાદ હમારે, આજધન તુમારા દરસણુ મીલા;
અજબ તરેહકી વાડી તુમારી, ચંપા કેવડા છે પીલા.

ઝુલ

જુઇ જાઈ સેવટી હેં બટ મોગરો ગુલજાર;
સંવત ૧૯૨૬ના, અખાડ શુદ ૭ ભોમવાર;
અમીચંદ કહે દોસ હમારા વીજ્યાશંકર કરે ભક્તિ;
આરાસુરથી અંબા પધારે. ૫

## છંદ ૭

જુગત જનુની માતા માહા લક્ષ્મી તારો પરતો દુનીઆમાં,
નવાપરામાં તખત તમારૂ લીમડા નીચે દેરામાં;
કુવાં અંદર વીસરામ કીઆથા ગંગારામકું હુવા પરસન,
બાળક જાણી મન દયા આણી માજી તુમને દીયા દરસન
તાઢ ધુજારી ચડી કંપારી કંકુ. કુલતો લગે વરશન,
ક્ષમા ક્ષમા સબ કરને લગે આણુંદ હોગએ સબ કે મંન.

### રેકતો.

માને હાથે જોડ વીંનતી કરૂ નમસ્કારે, જીરે,
માજી મુકશે ભોલ્યા કાહાડો કુવાથી બહારે, જીરે;
માના વચન શુણીને ભકત હુવે તઈઆરે જીરે,
કરી સ્તુતી ઘણી માજીની ફીર કર ઉતરે કુવામે.

નવાપરામાં—૩

સંવત ૧૯૧૭ આસો સુદ ૮ શુકરંવારે,
સબ ભકતનકી કરવા રખેવાળ કુવામાંથી નીકળ્યા બહારે;
કોઈ કોઇને તો કોઇનો આશરો હુમકુ તેરા આધારે,
નોધરાની તું બેલી છે કર ભકતનકી રખેવાળે.

### રેકતો.

માના દેરા ઉપર લીમડો બીરાજે ઘન ઘોરે, જીરે
ઉડતાં પક્ષી આવતા કરે ખુબ શોરે, જીરે

બોલે મોર પપઈઆ કોયલ કરે કલ્લોલ. જીરે
અનેક જાતકે પક્ષી ઉડકર આકાર બેઠે લીમડામેં.
નવાપરામાં—૨
સુરત શેહેરમાં ખબરા પહોંચી સબ લોક દરસણકું આવે,
નાળીએર ઘાટડી ઘીનો દીવો ચંડાને ખાતર લાવે;
દરસણ કર કર પ્રસન હોવે ભગ્તનકે મનમેં ભાવે,
આઠ પેર ઓર ચોસંઠ ઘડીઆ માજી તમારા ગુણ ગાવે.

## રેકતો.

માને શણગાર તણો હું હવે કરૂં વીસ્તારે, જીરે
માંને પાઉંમે પાએલ ઘુગરૂ કરે ધમકારે, જીરે
માને મુગટ છત્ર ઓર ગળે મેં નવસેરો હારે, જીરે
સોળે સણગાર સજકર બેઠે દરશણ કારણ આયા મેં.
નવાપરામાં—૩
અપરમપાર હે તેરી માયા અજબ રચી તુમને લીલા,
માજી તુમારે સ્વરૂપ બીરાજે જેશા પુનેમકા ચંદ્ર ખીલા.
કસબો કોરની સાડી બીરાજે નવરંગી છે વાગા પીળા;
વાડી તણી હું કયા કહું શોભા તરેહતરેહકા કુલ ખીલા.

## રેકતો

જુઇ જાઈ સાહેલી બટ મોગરા ખીલા, જીરે
ગુલાબ, દાવદી ચંપા કેવડા પીલા, જીરે
ધન ભાગ્ય હમારા દરશણ તુમેરા મીલા, જીરે
મહારાજ ગીર ઉંસ્તાદ હમેરા અમીચંદ જપતા
તેરા નામે.
નવાપરામાં તખત તુમારા લીમડા નીચે દેરામાં—૪

## છંદ ૮.

### કાલકામાતાનો છંદ. માહા પહેલેના છંદની રાહ.

---

મહાકાળી કરે કલ્યાણ ધરે સહુ ધ્યાને,
મારીમાજી આપતખ્તે બિરાજેજી.
ભક્ત મંડળી છંદ ગાય ત્યાં ઢોલક બાજેજી.
માના ભકત કરીને ભાવ રાખે આકીને.
હરમહિનેમહિને છંદજ ગાયેજી;
હાથ જોડી માને અરજ કરે છે કરજો સ્હાયેજી;
આવે બાળક બુઢ્ઢા જુવાન તમારે ધામે.
માગે જાચક થઈને લાગે પાયેજી.
બાળક માગે વિદ્યાહુન્નર આપો માયેજી.

#### ગઝલ

બેસતે વર્ષે કારતક માસે આનંદ ઓચ્છવ થાયે;
મારી મા આનંદ ઓચ્છવ થાયે.
મંદિર મહાદેવ માના દ્વારે દરશન કરવાને જાયે.

#### કૈકતા.

શહેર સુરત ધીયાફળીઆમાં છે મહાકાળી
દર્શન કરવાને આવે ભગત સૌ ચાલી
ઘીનો દીવો નાળીએર હાર વેચે છે માળી
માગશર સુદ પડવે સજ્યા સાજેજી

ભક્ત મંડળી છંદ ગાય ત્યાં ઢોલક બાજેજી.
બેસતે મહીને લઈ શ્રીફળ માજીમાં આવે,
હાર ઘીનો દીવો માને ચડાવેજી,
શ્રીફળ ચડાવે સફળ કરે કામ મદદ આવેજી,
માને નાળીએર ઘાટડી ઘીનો દીવો વ્હાલો,
ભાવે લાવે ભગત પુરણ સુખ પાવેજી,
ગુણ ગાવા પુરણ સુખ લેવા ભગત આવેજી.

ગઝલ

કાળી તું કલકત્તાવાળી નવ ખંડની ધણીઆણી મારીરે
મા નવ ખંડની ધણીઆણી,
બંગાળી સૌ કાળીને માને તારી ગત જેણે જાણી

ફેકતા.

બંગાળી ભજે સૌ કાળીકા મા દેવી
તેમ આફતે આવી કામ કરે મા વ્હેલી
ભજે ભકતને કરે સ્હાય ન જેવી તેવી
સમરતાં આવી ઝટ શિર પર ગાજેજી
ભકત મંડળી છંદ ગાય ત્યાં ઢોલક બાજેજી. ચોક ૨
પોષ સુદ પડવે મા શિયાળાના દીને;
મા ઓઢી બેઠા છે શાલ દુશાલાજી;
મુગટ છત્ર કુંડળ છે કાને સુંદર બાળાજી,
મહા સુદ પડવે છે સહુને આનંદ હેલી,
ગાય ભકત છંદ કરે કાલાવાલાજી;
ફાગણ સુદ પડવે ગુલાલ ઉડે ત્યાં ખીલે ગુલાલાજી.

### ગઝલ

ચૈતર સુદ પડવે ઘોડી પડવો નવરાતર કહેવાય મારી
મા નવરાતર કહેવાય
શણગાર સજી માને વાડી ભરાવે ભકત મંડળ છંદ ગાય

### કૈકતા.

વૈશાખ સુદ પડવે ઉનાળો ભરપુરે
ચડે ચંદન અત્તર મુખપર વરસે નુરે
કાલિકા કરે કલ્લોલ બિગન કરે દુરે
મારીમાજી જેઠ સુદ પડવે ગાજેજી
ભકત મંડળી છંદ ગાય ત્યાં ઢોલક બાજેજી. ચોક ૩
મા અખાડ મહીને આશા સૌની પૂરે;
સુદ પડવે પ્રેમથી શિશ નમાવેજી;
શ્રાવણ વદ પડવે છંદ ગાય ત્યાં મેવલો આવેજી;
ખુબ ઝરમર વરસે મેઘ ગુણી ગુણ ગાયે,
માનુ સ્મરણ કરી પુરણ સુખ પાવેજી;
ભાદરવો ભરપુર ગાજે ખુબ ધુન મચાવેજી.

### ગઝલ.

પડવે કરી પ્રણામ કાળીને કહે છે કરૂણા લાવો,
મારી મા કહે છે કરૂણા લાવો,
આશો મહીનામાં પડવે નવરાતર કીરપા કરી મા આવો.

## ફેરકતા.

બાર મહીનાના બાર પડવે છંદ ગવાયે,
પાનાચંદ કરી પ્રણામ આગેવાન થાયે.
હળીમળી છંદ ગાય મામે શિશ નમાવે,
કહે અમીચંદ મા રાખો લાજેજી.
ભકત મંડળી છંદ ગાય ત્યાં ઢોલક

## છંદ ૯ મો.

---

## કાળકા માતાની આઠેમનો છંદ. રાહ

મહાકાળી પાવાવાળી અરજ કાન ધરજો,
અમે આવ્યા મુસાફર ફરતા ફરતાજી,
દયા કરી દુઃખ હરો સેવક શિર ચરણ ધરત ।
માના દરશનથી દુઃખ જાયે પુરણ સુખ થાયે,
કરે ભક્તિ ભકત જન ભાવે ભજીનેજી,
એઠે ત ખત
પાડંપ ર
ાજી ભરી કોર લાલ ગજીનેજી,
અહંકારી કંઇ હારી ગયા મૂકી ગર્વ તજીનેજી.

### ગઝલ.

સંસારી જીવ જગત્ તણા તેની તમે કરો પ્રાતપાળ,
મારી મા તમે કરો પ્રતિપાળ
દુઃખ કાપીને સુખરે આપો સદા લો સંભાળ.

## ફેકતા.

ઘણાં ભક્ત તમારી ભકિત કરે છે ભાવે,
હર આઠેમે છંદ ગાવા છોટેલાલ આવે.
ચુનીલાલ ને બળવંતરામ માના ગુણ ગાવે,
મારી માજી માની સૌ ભાકત કરતાજી. દયા કરી. ચોક. ૧
માના છંદ સાંભળી બીજા ભગતજન આવે,
મારી માજી આઠેમ આનંદ કારીજી,
મહાકાળીના દર્શન કરી બોલે છંદ લલકારીજી,
માજી કરે કંઠપર સ્હાય કરૂણા લાવી,
મારી માજી ભજું તને ખપ્પર ધારીજી,
મનના મનોરથ પૂરો સર્વના છો સુખ કારીજી.

## ગઝલ.

મમ માયા તારા દર્શનથી મને આજ આનંદની
હેલી, મારી મા આજ આનંદની હેલી.
ભકિત કરી છંદ ગાવા આઠેમે ભકત મંડળી થઇ ભેળી.

## ફેકતા.

સુમતિ કરી મને સદબુદ્ધિમા આપો
હોય ઉચ્ચ નીચ તમે ભક્તના દુઃખ કાપો
હતા વાલ્મિક રૂષિ કોળી રૂષિ કરી સ્થાઇપો
તમે દિન દયાળુ સહુના દુઃખ હરતાજી. દયા કરી. ચોક ૨

આ માયા જાળ પડી શિરપર લોને બચાવી,
મારા માજી આવી અમે શરણે રહીએજી,
અમે અજ્ઞાની બાળ તમારા કયાં જઈ કહીએજી,
હું ભટકયો ઠામોઠામ થયું નહીં કામે,
મારી માજી માયામાં ડુબ્યા છૈએજી
સંસાર દુઃખ દુનિયાનું શિરપર કેમ જ સહીએજી.

ગઝલ.

સંસારના સૌ પ્રાણી માત્રને શક્તિ રૂપે સ્હાય કરજો,
મારી મા શકિત રૂપે સ્હાય કરજો.
જગત્ માતા જરા મ્હેર લાવીને ભકત અરજ કાન ધરજો

દૈકતા.

તમે અંબા કાળી એક રૂપ બે બેનો,
જયારે માયા રચો ત્યારે અનેક થાય છે ચ્હેનો;
કાળી રૂપે ગોકુળમાં કૃષ્ણે ચરાવી ધેનો,
મારી માજી સ્હાય કરો ભકત સ્મરતાંજી; દયા કરી ચોક ૩
આ ભકત મંડળમાં ઉંચ નીચ સૌ આવે.
મારી માજી ઓાળખવાની એક એંધાણીજી,
વ્યસન કરી જાય દારૂપીએ મરવાની નિશાનીજી;
પીને પડે ભોંય નહિં શરીરનું રહે ભાન,
લોક જુવે. ફજેતી વળી ધનની હાનીજી;
સમજુ પુરૂષને સમજી લેવું કહે ગુરૂ જ્ઞાની જી.

## ગઝલ

જી વ

મારી મા પરવશ જીવ નહીં થાશે

## ફેકતા.

હર આઠેમ છંદ આવી ભગત જે ગાશે જુઓ સુરત

એના સેવક પદુભાઈ રમણભાઈ છે પાસે

---

## મહા પ્રલયના છંદના રાગનો છંદ ૧૦

મહા માયા રૂપ છે

મન મારી મમતાને ત્યાગી બેઠા ભમતાજી.
મૂળ વસ્તુ મળી મારા મનની ભ્રમણા ભાંગી,
૨ રહ્યો તે આધારેજી,
દઢ વિશ્વાસ રાખીને બેસે ઉતરે પા જી.
ગુરૂ વચને રાખી આધાર મન કરે સ્થિરે,
વનય કરી નમન કરી શબ્દ ઉચારેજી,
કહો સતગુરૂ સાર વસ્તુ બતાવો આ સંસ

**ગઝલ.**

મતલબી ગુરૂને મતલબી ચેલા મતલબી સંસારે,
મારી મા મતલબી સંસારે,
સ્વાર્થ કરી ગુણ માને ગુણીજન ન તે નર ઉતરે પારે,

**ફેંકતા.**

કાળી અંબા રૂપ છે એક જુદા નવ જાણો
એકથી થયા અનેક મત નવ તાણો
જેવા કર્યાં કામ તેવા નામે કરો વખાણો
જ્યારે ન્હોતી સમજ ત્યારે કરતો મમતાજી, મન
મારી મમતાને ત્યાગી. ચોક ૧
તમે એક ઓળખી એકને રોઆ ધારે મારી માજી સકલ
ઘટમે વ્યાપેજી
વણુજ કરી વેપાર તોલ ઓછું નહીં આપેજી
કરો ઉદ્યમ ઉદર ભરવાને ખાતરે, ધન મળ્યા પહેલા
કંઇ રાખવું માપેજી
સંતોષ રાખી સુખ સદા ભોગવે, નહી સંતાપેજી

**ગઝલ.**

પરિગ્રહ કરે પ્રસન્ન થાય સદા લક્ષ્મીનો રહે વાશો
સત્ બોલે અસત્ ન ભાખે, અંબા પુરશે આશો

**ફેંકતા.**

જુઓ હરેક વાતમાં નીમ નીતિ કહેવાયે
જુઓ જીવ આપણો તે પણ માપે ખાયે

જરા વસ્તુ ખાએ તો પ્રાણિને દુઃખ થાયે
ભરે ભાણું મોટું પણ અટકે જમતાજી મન મારી
મમતાને ત્યાગી. ચોક ૨
તેમ સર્વે જીવને મરવાની છે અવધે, અવધ આવે ક્ષણું
માત્ર ન રહેવાયજી
મારૂં મારૂં કરી મૂકી જાવું સંગ ન લેવાયજી
તે થકી સત્ ગુરૂ સાન કરી સમજાવે, મળ્યા પછી
માગે તે લોભી કહેવાયેજી
ધન લોભી ધન મેળવી મરે ન સુખે સહેવાયજી

ગઝલ.

નીતિમાં રહોને નીતિથી ચાલો, નીતિથી નવે નિધ
થાયે, મારી મા નીતિથી નવેનિધ થાયે.
નીતિથી સુખ સંસારનું લઈને, આખર મોક્ષે જાયે

ટૂંકતા.

તે થકી પ્રાણી સહુ ન્યાય નીતિથી ફરવું
કરી અન્યાય જબરા થઇ આખર તો મરવું
સત્ ચાલતાં પડે જ્યારે દુઃખ તોયે નહીં ડરવું
પડે સંકટ હરિશ્ચંદ્ર રાજા ખમતાજી, મન મારી મમતાને
ત્યાગી. ચોક ૩
મારે એક નીમ છે એક માજી નામ ઝાલી, છંદ
કરી ગાઈ માને શિશ નમાવુંજી

ચંડી પાઠના છંદ ગાવા ૭૨ વર્ષે આવું જી
ઉદંતાળીશ વર્ષ થયા માજી રાખે નીમે
નથી પડયું નવરાતર છંદ ગવડાવું
કીરપા કરી મા હુકમ હશે તો વ્હેલો આવું જી

ગઝલ.

સંવત્ ૧૯૬૩ માંહી છંદ કર્યા માઘ માસે, મારી મા
છંદ કર્યા માઘ માસે
દીન દયાળી દયા કરીને સહુની પુરજો આશો

ફેકતો.

શહેર સુરત આમલીરાન રહેવાનું ધામે,
છંદ સાંભળી ભગતજન સર્વે આવે દહેરામે
ડાહ્યાભાઈ સંગે રહી જપે માનું નામે,
ગાયે છંદ અમીચંદ માને ગમતાજી, મન મારી મમ
તાને ત્યાગી. ચોક. ૪

---

## વાઘેશ્વરી માતાનો છંદ ૧૧ રાહ ઉપરનો—૫

શહેર સુરત આમલીરાન વાઘેશ્વરી માતા,
સોની અમદાવાદી ભજે ભાવકરીનેજી,
ચકુભટ કરી પૂજા બેઠા થાળ ધરીનેજી,
સજી શણગાર માને મુગટ છત્ર શિરપરે,
મારી માજી કુંડળ ખુબ કરે ઝળકારેજી,

પહેરી નાકમાં વાળી પાંઉ પાયલકા બહારેજી,
જડાવ હાથે બાજુ બંધ ખુબ શોભે.
મારી માજી મણી · રત્ન કો હારેજી,
સુંદર સાડી શોભે અંગે કાજળ સારેજી.

ગઝલ.

દહેરૂં સોની અમદાવાદીનું ભાવે કરે દરશને; મારીમા ભાવે કરે દરશને,
ઉલટ લાવી લાડ લડાવી માને કરે પરસંને

ફેકતા.

ગંગારામ બહેચર ભિલોડીઆ કહેવાએ.
તે અખંડ દીવો બળે ઘીનો દહેરામાંયે,
તેમ બ્હેરાવાળા પણ સારી કરે સેવાયે.
એનું કુટુંબ સેવા કરે ફરી ફરીનેજી,
ચકુભટ કરી પૂજા બેઠા થાળ ધરીનેજી. ચોક ૧
પવાસનપર આરસ કરી રહ્યા ચમકારે. એમાં આગેવાની કરી મગનલાલેજી.
ભાવ કરી મોટી રકમ આપી બહેરાવાળેજી, આણી,
ઉલટ ઘેલાભાઈ હરગોવનદાસે, કરી છત્રી ચાંદીની માનાલાલેજી,
તખ્તપર બિરાજે માજી સંકટ ટાળેજી.

## ગઝલ.

વાઘેશ્વરી બેઠી વાઘ ઉપર માના તેજ તણો નહિ પારે.
મારીમા તેજ તણો નહિં પારે.
ભાવે ભગતજન સેવા કરે સહુ રાખી માનો આધારે.

## ફેકતો.

સૌ સોનીને છે માજી ઉપર પ્રેમે.
કોઇ આઠેમ ચૌદસ પુનેમનો છે નેમે.
વારા બાંધી પુંજા કરે સાચવી આવે ટેમે,
ગાય ગાયન ગવૈયા બેસે ઠરીનેજી.

ચ

તેથી ભકત મંડળી ભકતી કરી છંદ ગાયે.હું તો રાગરાગણી.
નથી જાણુતોજી.
ગાંડુ ઘેલું બોલી ભજન કરી હું માને મનતોજી.
માને નામે સદા કલ્યાણુ આનંદની હેલી. મારી માજી.
હુંતો નથી મતને તાણુતોજી.

## ગઝલ.

બાર મહિનાના બાર પડવા માના ગુણુ હું ગાઉં
મારીમા માના ગુણુ હું ગાઉં;
અલ્પમતિ મારૂં ગજું નથી જો કીરપા હશે તો આઉં

## ફેરફતો

કબુદ્ધિ કાપી સબુદ્ધિ મને આપો.
આવ્યા સંકટ કરી દુર પુત્ર કરી સ્થાપો.
મારા જન્મો જન્મના સાચા તમો માબાપો.
મારી માજી ચાલું હું ડરી ડરીનેજી
ચકુભટ કરી પુજા બેઠા થાળ ધરીનેજી. ચોક ૩
તારી માયાનો નહિં પાર સૂણો અલબેલી
કંઈ અનંત ભવ કરી આ જીવ ભટકેજી.
પૂર્વ જન્માના ઉદય થય. ત્યારે ભમતા અટકેજી.
આ સંસાર સમુદ્રપાર મને ઉતારો–સતગુરૂ શબ્દ મને;
ભિત્તર ચટકેજી.
ગુરૂવિના નહીં જ્ઞાન મળે બેઠા શિરપટકેજી.

### ગઝલ.

મંત્ર માજી તારા નામનો મળીઓ
જનમ મરણ ભય ટળીઓ,
ારીમા જનમમરણ ભયટળીઓ.
અજર અમર રસ જે જનપીએ કોઇનો ન જાએ કળીઓ.

## ફેરફતો

તે ભવજળ ઉતરે પાર મટે ચોર્યાસી.
છોટુભાઈ ને હીરાભાઈ માને વિશ્વાસી
માના છંદ ગાયેથી સદા રહે સુખવાસી.
છંદ કરી અમીચંદ જાય તરીનેજી.
ચકુભટ કરી પુજા બેઠા થાળ ધરીનેજી. ચોક ૪

## અંબા માતાનો છંદ. ૧૨

( મહા પ્રભૂના છંદના રાહ )

આપો આપો ભકતને ભાવે કરી દરશને,
હું તો કહું મા તમને ફરી ફરીનેજી,
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી,
આજ પૂરણ પૂનમનો રૂડો છે મા દીને,
મારી માજી આજ આનંદની હેલીજી,
હળી મળી ગાવા છંદ ભકત મંડળી થઈ ભેળીજી.
આવી પ્રથમ કરે પ્રણામ ધરે માનું ધ્યાને,
સ્હાય કરે શારદા કંઠપર વ્હેલીજી,
મધુર શબ્દ શુદ્ધવાણી આપી થઈ જાઓ બેલીજી.

### ગજલ.

જે જન પૂરણ પ્રિત કરીને ધરશે માજીનું ધ્યાને
મારી મા ધરશે માજીનું ધ્યાને
પુત્ર જાણી મા દયા આણીને સૌનું કરે કલ્યાણે.

### કેંકતા.

માના દરશનથી દુઃખ જાયે સદા સુખ થાયે
સજી સણગાર બેઠી તખ્તપર મારી માએ.
ખીલી કલો કલી વાડીમાં જાળી ભરાયે
જુઓ છત્રી ચાંદીની સુરતા કરીનેજી
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી ચોક. ૧

માને મુગટ કુંડળ શિરપર છત્રો શોભે,
મારી માજી નેણુમે સુરમા ડાલાજી,
કર કંકણુ ખળકે છે ચુડો હાથમે ભાલાજી,
લઈ ત્રિશુળ બિરાજે તખ્તપર મમ માયા,
છુટા કેશ શોભે જેમ નાગણુકાળાજી,
કોટી ચંદ્રનું તેજ બીરાજે સુંદર બાળાજી.

## ગઝલ.

નખ શીખ સજી શણુગાર રહ્યા માને મોતી પોરાયે બાલ
બાલે મારી મા મોતી પોરાયે બાલ બાલે.
સિંહ વાહન કરી સેંતોરે પુરી ભકત વધાવે થાળે,

## રેંકતા.

થાય હુડપચી પર હીરો ઝાક ઝકાટે,
માના દરશન કરવા દુર દેશથી આતે.
કરી દરશન ભકત સૌ મનમાં હરખાતે,
મારી માજી નમે સહુ બહુચરીનેજી.
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી ચોક. ૨
મા બાર માસની બાર પુનમ કે’વાય,
મારી માજી પુનમે કરે કલ્લોલેજી,
જાત્રા જાયે કાર્તકી પુનેમે જય જય બોલેજી,
માગશર મહિનાની પુનેમની બલિહારી,
મારી માજી આરાસુર માંજી હીચોળેજી;
આબુપર અંબાની જાત્રા મળે લોક ટોળેજી.

## ગઝલ.

પોષ મહિનામાં પુનેમ આવે સૌને આનંદ હેલી,
મારી મા સૌને આનંદની હેલી.
સાલગીરી આવે અંબા માતાની સુરતમાં અલબેલી

## ફેંકતા.

ભરાય મેળો સુરતમાં અંબાજીને દેહેરે
થાય આનંદ ઓચ્છવ સૌને ઘેરે ઘેરે
રાતે ગાયન કમળ થાય ધીના રાત જાય લ્હેરે
કહે માહની પુનેમને માઘી કરીનેજી
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી ચોક. ૩
આવે ફાગણુ માસે પૂનેમ રમે સૌ રંગે;
મારી માજી રમે ચોંસેટે હોળીજી,
લઈ પીચકારી મારે રંગ ભર કેસર ગોળીજી,
ચૈત્રી પૂનમની ખીલી રહી ચાંદરણી,
મારી માજી શંખનપુર બહુચર ભોળીજી,
વૈશાખ જેઠ જગજગાટ પૂનેમ પહેરી ચોળીજી.

## ગઝલ.

અશાડ મહીને અખાડી પૂનેમ વરસાદનો છે ટેમે,
મારો મા વરસાદનો છે ટેમે,
જુઓ બળેવે રાખડી બંધાય, શ્રાવણ સુદ પૂનેમે

## રેંકતા.

ભાદરવો ભરપુર ગાજે ઘનઘોરે
બોલે મોર પપૈયા કોયલ કરે ખુબ સોરે
થાય આસો માસ નવરાત્રિ મહા કલ્લોલે
માણેકઠારી પૂનેમે દરશન કરીનેજી
લળી લળી લાગું બેઠા અમે ધ્યાન ધરીનેજી. ચોક ૪

એ બારે પૂનેમે અંબા કે કાળકા ગાઉ,
મારી માજી સંસાર સ્વપ્ના તુલ લાગેજી,
ગુરૂ ઉપદેશે જ્ઞાન થાય ત્યારે ભ્રમણા ભાંગેજી,
સેવો સાચા સતગુરૂ જ્ઞાન આપી સમજાવે
પડે પ્રકાશ ઉઠે ઉંઘમાંથી જાગેજી,
શક્તિ શરણુ જઇ ધ્યાન ધરી મોક્ષ પદ માગેજી.

## ગઝલ.

સંસારના સંકટથી ટાળી અંત વખત હાથ ઝાલો,
મારી મા અંત વખત હાથ ઝાલો
સગા સંબંધી સુખના બેલી ત્રિવિધ તાપને ટાળો

## રેંકતા.

તારા નામની પકડી ઢાલ ધરી બચાવો
જાણી પુત્ર કરીને મદદ વ્હેલા આવો
એળે ગયો વખત **અમીચંદ** કરે પસ્તાવો
કહે ગુલાબદાશને સાન કરીનેજી
લળી લળી લાગું પાય બેઠા અમેધ્યાન ધરીનેજી. ચોક. ૫

## છંદ ૧૩.

કરી ઉંદર પર અસ્વારી એ ગણુપતીના છંદની રાહ,
પાવાની પટરાણી, માતા કાળકા, ભવાની નવ ખંડમાં વખાણી
મહાકાળીજી, ૫ મહાકાળી પાવાવાળીજી, ૫
મા ગરબે રમવા ચાલીજી, ચાંપાનેરમાં રાજ કરે રાજા પટાઈ.
પરજા પાળેજી, ૫
સુખી સરવ લોક, નહી કોઈ દુઃખી કાળી કરે રખે વાળેજી, ૫
ઘેર ઘેર મંગળ ઓચ્છવ થાયે આવ્યા સંકટ ટાળેજી, ૫
ભર જોબન મદમાતી કામીના મોતી પોરાએ બાલ બાલેજી,

### ઝુલ.

ચલી સખી સજકે સણુગારે ગળે બીચ નવસેરો હારે.
નેણોમે કાજળ સારે, પાઉં બીચ પાએલકા બહારે,
છુમ છુમ ઘુઘરૂં કરે ઘમકારે, શજી સખી થઈ તઈઆરેજી

### રેકુતા.

ઓ માજી એ ઘર ઘરશે નીકળી સાહેલી,
ઓ માજી એ તો સજી સણુગાર ગરબે ચાલી;
ઓ માજી એને પેહેરી સાડી, નાકોમે વાળી.

રાહ બીજી

સબ સખીયાં હીલ મીલ કર જાતી. જરીકશ ચોળી પેહેરી રાતી;
ગાય ગરબો ફરે મદમાતી. ફરે કુદડી મન્ન હરખાતી.
લેતી હાથોહાથમાં તાળીજી, મા ગરબે રમવા. ચોક ૧

ઘેર ઘેર આણુંદની હેલી નવરાત્રીની રાતેજી, મહાકાળી
સણુગાર સજી બની નવ, જોબંન મા જાતેજી; ॥
ઓઢી ચુંદડી ફરે કુદડી. ગરબા ગાય સૌ સાંજી; ॥
સ્વરૂપ જોઇ થયા વીષમે સરવે. આ કોઇ અંબા માતેજી; ॥

## ઝુલ.

બ્રમા વીષ્ણુ દેખન આયે, કરે પ્રણામ તું છે જુગ માયે;
મહાકાળી ગરબો ગાયેજી. સુણી ખબર રાજાજી આયે,
દેખ કલેજે લગ ગયે ઘાયે. નહીં દીઠી મેં જુગ માંહેજી; ॥

## પ્રેંકતા.

ઓ માજી એ રાજા મંનમાં કરે વીચારે; ॥
ઓ માજી એ કોણ પુરૂષ હોશે ઘર નારે; ॥
ઓ માજી થયો બુદ્ધિ ભ્રષ્ઠ રાજાજી જ્યાંરે; ॥

રાહ બીજી

ઉભો રાજા સૌ લજ્યા ત્યાગી; ॥
લાગ જોઈ રહ્યો રાતે જાગી; ॥
ગરબો ગાઈ સૌ રસ્ત લાગી; ॥
સમજો નહીં મન્ન મુરખ અભાગી; ॥
જોઈ એકલી પાલવ લીધો ઝાલીજી; ॥
મા ગરબે રમવા ચાલીજી; ॥ ચોક ૨

પ્રસન્ન થઈ કહે માંગ માંગ મુખથી બોલ્યા મહા કાળીજી ॥
મુરખ રાજા સમજ્યો નહી માનો પાલવ લીધોછે ઝાલીજી ॥
મહોલે પધારો કહે મંદિર મારે સૌથી કરૂં તુંને વાલીજી ॥
એવું સુણી કહે ક્રોધ કરી તારો પાવો નાંખું પરજાળીજી;

## ॥ ઝુલ્લ ॥

કઠણ વચન સુણીમાં કાને શ્રાપ દઈ થયા અંતર ધ્યાને;
હાથ ઘસી રહ્યો મસ્તાનેજી;
લઇ લશ્કર આવ્યો સુલતાને ચાર લાખ ઘોડે નીશાને;
ઉતારવા રાયનું માનેજી;

## ફેંકતા

ઓ માજી એણે પાવાગઢ લીધું છે ઘેરી.
ઓ માજી એતો દાંત પીશી ઉભા છે વેરી:
ઓ માજી એ તો લુંટે શહેર ચોટાને શેરી; ॥

### રાહ બીજી

પાંચ વરસ લડી થયા ધુળધાણી:
કણુ કોઠારે ન મળે અન્ન પાણી
દુઃખી થયો બોલે મુખથી વાણી:
ઓળખ્યા નહી મે આદ્ય ભવાની ॥
ભર્યા ભંડાર થયા સૈ ખાલીજી;
મા ગરબે રમવા ચાલીજી ॥ ચોક ૩

પાદશાહ પાવાગઢને લુંટે રત્ન ભર્યા ભંડારેજી;
પાંચ પુત્ર રાજાના માર્યા જોઈ કરે હાહાકારેજી ॥
રણવાશે જઈ ચડયું લશ્કર ઉભું સોળ હજારેજી;
નવસે નવાણું રાણી રાયની રૂપ તણો નહી પારેજી;

॥ ઝુલણ ॥

ઓળખ્યા નહી મેં માતા કાળી શ્રાપ દઇ ગયા મા ચાલી
ભુલ્યો ભુલ્યો લો સંભાળીજી;
શરણે જઇ ઉભો મહાકાળી દયા કરજો દીન દયાળી નથી
કોઇ મારૂં વાલીજી;

ફેંકતા.

ઓ માજી શરણે જઇ રાજા ધરે ધ્યાને
ઓ માજી પરસન થઇ આપ્યું વરદાને,
ઓ માજી વૈકુંઠે જાજો વૈમાને

રાહ બીજી

સોળ હજાર સુભટને મારી પડયો પૃથ્વી રાજા ભારી.
શક્તિ શરણુ ગયો થયો સુખકારી.
ડાહ્યાભાઇ કહે છંદ લલકારી.
જોડી સમરે અમીચંદ કાળીજી, મા ગરબે રમવા
ચાલીજી;॥ ચોક ૪

---

## છંદ ૧૪.

આયા આસો માસ આસ મને દરશણુની તારી,
નવ દીવસ નવરાત્રીમાં સઉને આણુંદકારી.
પ્રથમ પહેલું નવરાતર આસો સુદ પડવેથીરે;
અંગ ઉમંગથી જાએ નહાએ સઉ તાપીકે તરીરે.

કરી નરનારી સ્નાન ધરી ધ્યાન, કરે સુખ શરીરે;
કોઈ ઘડા કોઈ ઝારી ભરે ચંખુ નીરમળ નીરે.
માગણુ આવે ગાવે જોગી કરે વીનંતી તારી;
નવ દીવસ નવરાત્રી-૧

બીજ ત્રીજ આણુંદમે ચાલી ચોથ ગઈ રંગમે,
કરે હાટા પાંચમે; ખુશી સઉ ઉમંગ છે અંગમે.
વાગી રહ્યા વાજીંત્ર ભુગળ ધોલક કે સંગમે
ફરે વાગરી તાલ બજાવે પડે થાપ મૃદંગમેં,
બાધે ઘુઘરમાળ ઘેરીયા રહ્યા પગ થમકંરી,
નવ દીવસ નવરા ી-૨

કોઇ કરે છે છઠના ડાટા કોઈ કરે અપવાસે;
સાતેમ સઉ કોઇને તેલાં અંગમાં ઉલાસે.
ચાચર ચોકમાં આવી દેવિ સઉ ખેલને કે આસે;
બહુચર અંબા ફરેકુંહડી કાલી છે પાસે.
ફરે જોગણી ચોસેટ ગાએ ગરબા ખુબ ભારી,
નવ દીવસ નવરાત્રી-૩

આઠેમે ફરાળ કરે સઉ મનમાં હરખાતે;
ભગત મંડળી કરે ભગતી ગુણુ તેરા ગાતે.
સુરત શેહેરના લોક મળે સઉ દરશણુકું આતે,
મોદી માલણુ બેઠા વેચવા ખાવાના હાટે.
અંબાજીને દેરે સુરત ખુબ મચી ધુમ ભારી,
નવ દીવસ નવરાત્રી-૪

કંઈક ભક્ત ગુણ ગાએ તમારા છંદ લલકારે,
હરકીશન કહે વીજીયા શંકર થઇ જાઓ તૈયારે,
ડાયાભાઈ બોલે રામશંકર કહે ચુનીલાલ ત્યારે,
પરશોતમ કે બીજભુખણદાસ છંદજ લલકારે.
અમીચંદ કહે હાથ જોડી સઉ ભક્તો કરે તારી.
નવ દીવસ નવરાત્રી–૫

## છંદ ૧૫.

(આએ આસો માસ આશા મને દરશરણની તારે એ રાહ)

સુરત આમલીરાન વાગેશ્વરી માતા ખપ્પર ધારી.
ખડગ ત્રીશુલ લઈ ઉભા કરી સીંહપર અસ્વારી;
સજ્યા સોળે શણગાર પગમાં ઝાઝર ઝમકારે,
અણવટ વીછવા પગ પાવડી પાએલકા બાહારે,
હાથ ચુડો જડાવ બાજુ બંધ હીરા ચમકારે,
કલ્લા સાંકળા વેઢ વીંટી માને નવસેરો હારે.
પેરી નાકમાં વાળી કુડળ મુગટશીરપર ભારી
ખડગ ત્રીશુલ લઈ ઉભા કરી સીંહ ઉપર અસ્વારી. ચોક ૧.
જમણી બાજુ બહુચરી તખતપર મંમાય ગાજે,
ડાબી પાશે મહાલક્ષ્મી માતા આપે બીરાજે,
રંગ મંડપમે જોઇ છત્રી માને સજ્યાં ખુબ સાજે;
દેરૂં સોની અમદાવાદીનું મળી પંચ ગાજે,
શાંતી કરવા મરકીની સતચંડી કરી ખુબ ભારી.
ખડગ ત્રીશુલ લઈ ઉભા કરી સીંહપર અસ્વારી. ચોક ૨.

અમદાવાદી શુરવીર શોની સેવે માતા વાગેશ્વરી,
લગન કરી જોડું પગે લગાડે ભાવે પ્રેમ ધરી;
સદા કરે રક્ષણુ સોનીને ઉભી ઘાલ ધરી,
સેવા કરે ચકુભટ માજીની ઉભા, આરતી કરી,
બ્રાહ્મણુ કરે ચંડી પાઠ ગાયન કરે ગંધ્રપ લલકારી,
ખડગ ત્રીશુલ લઈ કરી સીંહુપર અસ્વારી. ચોક ૩.
દીવો બાલે અખંડ શોની ગંગારામ બેચરદાશે.
સેવકને શરણુંગત રાખી પુરો સહુની આશે,
સંવત ૧૯૫૩ જેઠ વદ ૧૩ ચંદ્ર વારો;
અમીચંદ કહે છંદ કરી મા રહું તારી પાશે,
વિજ્યાશંકર મિત્ર હુમારા કરે ભગ્તી તારી,
ખડગ ત્રીશુલ લઇ ઉભા કરી સીંહુપર અસ્વારી.

---

## છંદ ૧૬

ચત્ર ભુજીમાં તું, છે આરાસુરવાળી; અંબામાં
તારૂ નામ. ખપર ભરવા ચાલી; ચત્ર ભુજીમાતું.
પગ પાવડી પેહેરી તેં, કરે ઝાંઝર ઝમકારે;
વાધે ઘુઘરૂ ઘમઘમ, ગળે નવસેરો હારે;
કાને કુંડળ મુગટ શીષ, પંચ રત્ન ચમકારે.
કર કંકણુ ચુડો હાથ. નેનોમે કાજલ સારે.

## ઝુલ.

હે સોળે સણુગાર સજીઆ, થયા સીંહ ઉપર અસવાર.
હાથ ખપર ત્રીશુળ ધરો, થયા અંબામાં તઈઆર.
અહો અહો બોલે મુખથી, મારે દઇત્યોકું ઝાલી,
અંબામાં તારૂં નામ ખપર ભરવા ચાલી—૧
માર્યા મધુ કૈટભ તેં, કરી મોહીત મસ્તાને;
મધ્યમ ચરીત્રમાં તેં લીધા દઇતો કા પ્રાણે;
મઈસાસુર પાપી જે, બહુ મુકે છે બાણે;
કરી યુદ્ધજ અપરમપાર, કરી માયા નીરવાણે.

## ઝુલ.

મઈસાશુર પાડો થઈ ઉભો, ચડી માતાને બહુરીસ;
ખડક લઈ રણમાં ધસ્યા માએ છેદયુ પાપીનું શીસ.
કરી પુષ્પ વૃષ્ટી દેવતા, ઉભા દેવના દુખ, ટાળી;
અંબામાં તારૂ નામ—૨
ચંડ મુડ પાપીને મા, કીધા રણમાં ચુરે;
રક્ત બીજ રેઝ્યો તેં, ઘણા માર્યા અસુરે;
ફરે ત્રીશુળ લઈ રણમાંએ, બળ વાધ્યુ ભરપુરે;
શુંભ નીશુંભ માર્યા તેં, મારી ભેંસાસુરે;

## ઝુલ

અસંખ્ય દૈત મારી કરી, માએ કીધા દેવના કામ,
શક્તિ રૂપે તું એક છે, તારા જુદા જુદા છે નામ.
જારે પડે દેવને દુઃખ તું કરે રખેવાળી;
અંબામાં તારૂ નામ—૩

કરે મન વાંછીત મા કામ, તું અંબા અલબેલી;
ભગતનની રાખો લાજ, તું આવજે મા વેલી;
મને આશા છે તારી, બીજા સૌને મેલી;
ડાહ્યાભાઈ સમરેમા, તું છે સૌની બેલી.

ઝુલ.

ચુનીલાલ ભગત માજીના, સદા તારા ગુણ ગાએ
હરકીશન સમરણ કરે, વીજીઆશંકર ભજે અંબાએ;
છંદ કરે અમીચંદ મા, તું છે સૌની વાલી;
અંબામાં તમારૂં નામ—૪

છંદ ૧૭. રાહ જુદી

શુણ અંબા મારી મા, કરી તમે સર્વ દેત્રને સાહે,
તમારૂં નામ ગરીબ નવાજે; તમે રાખો હમારી લાજે.
માએ સજ્યા સોળે સણગાર, પાઉંમે ઘુઘરૂ કરે ઘમકાર,
અણુવટ વીછવાકા ખુબ બાહારે, માને ગળે રતનકો હારે.
પાટીયા કાળી ગાંઠી ચીણપટી, બાલ બાલ મોતી માજી પોરવતી,
શીરપર મુગટ કરે ચમકારે, નેનોમેં કાજલ સારે.

રેકતો.

ભલા નેનોમેં કાજળ સારે,
બની તઈઆરે, થઈ અસ્વારે,
ભગત શીર ગાજે.
તમે રખો હમારી લાજે. ૧

મહીસાશુર પ્રગટયો જ્યારે દેવતા દુઃખ પામ્યાતા તારે
થયા પ્રસન જગ્ત આધારી, થયા સીંહુ ઉપર અસ્વારી,
કરી ક્રોધને રણમાં ધાએ. કરી ટંકાર ઉભા રણ માહે,
બની વીકરાળી, મા ખપરધારી. લઈ ખડકને સેન્યા મારી.

રેકતો.

ભલા લઇ ખડકને સેન્યા મારી
કરે કીલકારી, જગ્ત આધારી,
ભગ્ત શીર ગાજે,
તમો રાખો હુમારી લાજે. ૨

થયા સુંભ રાજાની શુંભ જ્યારે, દેવતા દુઃખ પામ્યાતા તારે
કરી ક્રોધ ને બની વીકરાળી, મા ખપર ભરવા ચાલી.
રક્ત બીજ કીધો રણમાં ચુર, પડે રૂધીર પ્રગટે અશુર.
એવું દેખી કોપ્યા કંકાળી, મા ફરે રણ મતબાલી.

રેકતો.

મા ફરે પણ મતબાલી
દેતી મા તાળી, અસુરકું ઝાલી,
કીધા રણ પ્રાજે.
તમે રાખો હુમારી લાજે. ૩

હાથ જોડી કરૂછું અરજ, માજી હું રખું તમારી ગરજ.
અંબા માજી કરો રખેવાલે, હું તો છઉં તમારો બાલે
હું નીરધંનીઓ નોધારે, મારાજ ગીર ગરૂ ગએ બીચારે,
તમે જગ્તનકે પાલણવાલે; અમીચંદ તમારો બાલે.

## રેકતો.

અમીચંદ તમારો બાલે, કરે સવાલે
કરો પ્રતીપાલે, અંબામાં આજે.
તમે રખો હમારી લાજે. ૪

## છંદ ૧૮.

સુણો અલબેલી. અલબેલી કહું તમને,
વીસારો શા માટે હમને સુણો અલબેલી.
હસીને બોલો, બોલોને દયા આણી.
માજી દાસ તારો જાણી, મુરખ મુઢમતીઓ.
છઉ મતીઓ અજ્ઞાની, કર્યો મનખો સૈ ધુળ ધાણી,
પડયો પ્રપંચમે પ્રપંચમે, લાગ્યો ભમને.
વીસારો સા માટે હમને સુણો. ૧

કઠણુ થવું તમને, તમનેતો નહી લાયક,
પશુ પામરને વીસારો છેક. નથી કોઈ માહારે,
મારે તો નથી અનેક તું તો રાખ હમારી ટેક,
પડે સંકટે, સંકટે સમરૂ તમને. વીસારો સા માટે
હમને-સુણો ૨

પુત્ર તમારો, તમારો છઉં બાલે, જુઓ મેહેર દ્રસ્ટી પ્રતીપાળે,
કરોની આજે, આજે લો સંભાળે, કરૂ દરશણુ થાઉ નહાલે.
તરૂં ભવસાગર ભવસાગર ઝીતું જમને.
વીસારો શા માટે હમને—સુણો ૩

ઉભો કરજોડી કરજોડી કરૂ સ્મરણ,
હું તો લાગુ તારે ચરણ દુઃખ છે મોટું,
મોટું છે જન્મ મરણ હું તો આવ્યો તારે સરણ
અમીચંદ કહેછે, કહેછે માજી તમને.
વીસારો શા માટે હમને—સુણો ૪

---

### છંદ ૧૯

#### રાહા ઉપરનો

ભજુ માહાકાળી મહાકાળી મારી વાલી; પડે સંકટે આવે ચાલી.
ભજું મહાકાળી. જગતની માતા તું માતા મારી બેલી
સમરૂ ત્યારે આવે વેહેલી વેહેલી; મંત્ર તાહારા જપતાં.
ઓમાં મંત્ર તાહારા જપતાં, તારાં જપતાં જાપ થેલી;
ભગતને સમરે આવે વેહેલી. દયાળી એવી, ઓમા દયાળી એવી.
એવી કલકત્તા વાળી, પડે, સંકટે આવે ચાલી.
ભજું માહાકાળી. ચોક ૧

કોને જઈ કહીએ, કહીએતો નથી વળતું;
કે મનનું દુખ નથી ટળતું, ઓચીંતુ આવે.
ઓ મા ઓચીંતુ આવે, આવે દુખજ ઉછળતું,
કલેજું પલ પળમાં બળતું, કોણ બુજાવે;
ઓમાં કોણ બુજાવે, બુજાવે અંબા કાળી,
પડે સંકટ આવે ચાલી, ભજું મહાકાલી; ચોક ૨

કાળીદાશ, કીધો કીધો કાળીદાસ કવિ,
થયો પંડોત અનુભવી, જગતમાં જાહેર;
ઓમાં જગતમાં જાહેર, જાહેર જીભે લખવી,
પડયો પ્રકાશ ઉગ્યો રવિ, એવી તું કાળી;
ઓમાં એવી તું કાળી, કાળી પાવાવાળી,
પડે સંકટે આવે ચાલી, ભજુ મહાકાળી; ચોક ૩
છોડાવો કુશંગતી, ઓમાં છોડાવો કુસંગતી,
સંગતીથી થયો નિરાશ, હારી હવે આવ્યો તમારીપાસ;
કહેવાયો તારો ઓમાં કહેવાયો તારો તારા દાસ,
તણો છું દાસ, કરી મેર દ્રષ્ટી પુરો મારી આશ;
**અમીચંદ** સમરે ઓમાં **અમીચંદ** સમરે મા,
સમરે માહાકાળી. ચોક ૪

---

## છંદ ૨૦

### રાહ ભજનની.

માની વાડી બની ગુલજારે, મહીં ખીલ્યા ફુલ અપારે,
લો ખસબો ખપરવાળી, કરી ચુકતી ગયે છે માળી;
બરી કમાન ઉપર જાળી, મોગરાની ખુશબો ચાલી.

### ગજલ.

તરેહ તરેહના ફુલ ખીલ્યા, તેની બની ઘટા ઘનઘોરે;
નારંગી ગુલબાસ ગલગોટા, ગજ વેલી ખુબ જોરે
મારી મા ઘટા બની ઘનઘોરે.

તનમનીઆ ત્રણુ પાંખડીઉ, મા બહેકી રહ્યા ડમરોરે;
નાફરવાની ગુલ્લાલા ખીલે, ખીલી રહયોછે મોહોરે.
માએ સજ્યા સોલે સણુગારે, નેનોમે કાજ સારે,—
માની વાડી બની ગુલજારે;—ચેક ૧
જુઈજાઈ ખીલી ગજવેલી, જાસુત સેવટી ચંપેલી,
બીલપત્ર મોહુનવેલી, માલતી ખીલી સાહેલી.

## ગજલ.

પારજાતીક ધંતુરો તુળશી, બીલપત્ર બીરાજે;
મારી-મા
અધથીઓ ઉમડો કહીએ, તે પણુ શોભે આજે;
કેસુડી પદ્મ કમળ કાળાં, રાખો ભગતની લાજે;
મારી-મા
ફુલતણી કહીં શોભા ન જાએ, કરજો ભગતના કાજે.
કહું ફુલજ ન્યારે ન્યારે, ચંપાની હારો હારે;
માની વાડી બની ગુલજારે—ચોક ૨
બારમાસી બોરીઆ રાતા, દાવડી કરેણુ મદમાતા;
સદા ગુણુ તમારા ગાતાં, થાય દરશનથી સુખશાતાં.

## ગજલ.

લાલ લીલા પીળા સફેત કાળાં, પંચરંગ મીલાઉં,
મારી-મા

અરે અરે અંબા અલબેલી, સદા તેરા ગુણ ગાઉં.
સમી સફેત કમળ કસુંબો, વાડીમાં સોહાઉં,
મારી-મા
જમાલ ગોટા જોઈ હરખે મન મહારૂ, માને શીષ નમાવું
તું છે જગ્ત આધારે, હું કહું મા વારમવારે;
માની વાડી બની ગુલજારે— ચોક ૩
ખુબ ખીલી વાડી અનમુલે સુરજ ફુલ વચે જુલે.
છે સુવાવેળના ફુલે, મારી અરજ કરો કબુલે,

ગજલ.

શતપત્ર કમળ કેવડો, બેંકી રહયો અપારે;
આપ નીરંજન ઘટમેં રહેતી, ભમર કરે ગુંજારે,
આવિ રહિ દાડમ કળી; માને ગળે ગુલાબનો હારે;
ભુખણદાસ ગયે ચુનિલાલ, તે આવ્યા તારે દ્વારે,
**અમીચંદ** છંદ તઈઆરે, મા કીધો તારે આધારે;
માની વાડી બની ગુલજારે—ચોક ૪

---

## છંદ ૨૧.

જે માણસ પોતાના સ્વારથ સારૂ જીવની ઘાત કરતા ડરતા નથી તે વિષેનો છંદ.

(માની વાડી બની ગુલઝારે, એ રાહ.)

જીવતુ ચાંલ જરારે વિચારી, તારે સ્વારથે ઘા કરે કારી,

મતલબ કરવા દયા નહીં લાવે; જાણી સમજી બીજાને ફસાવે,
ચોરી લાવી એરણુ પચાવે. સોયના દાનથી પાપ ન જાવે,

ઝુલ.

સ્વારથ સારૂ જુઠુ બોલી કરે પોતાનું કામ,
બકરાનો ભોગ સૌ કોઈ દે છે નહી લે વાઘનું નામ,
મારે ભરોસાવાળાને ભારી, તારે સ્વારથે ઘા કરે કારી.

ચોક ૧

રૂપીયા સારૂ સોનુ નુકશાને,
કરવા સ્વારથ પાપ ન જાણે,
જીવતુ જાણુ હોય કે અજ્ઞાને,
કઇરા કર્મ ભોગવવા પ્રમાણે,

ઝુલ.

લાંચ ખાઈ જુઠી સાખ પુરે હીંમત રાખી મંન,
સાચો જુઠો સાખથી થાએ હાકમ દેવે દંડ ॥
જીવતુ જોની મનમાં ધારી, તારે સ્વારથે ઘા કરે કારી,

ચોક ૨

કરવા સ્વારથ પોતાના કામે,
કરે દેવ દેવી બદલામે,
પુત્ર માદો સાજો ,થાય આરામે,
હું તો બકરો ચડાવું તારે ધામે,

### ઝુલ.

આયુસ હોય તો ઉઠે જીવતો મટી જાય સૌ રોગ,
જીવતા જીવ બકરાને મારી મીથ્યા આયપો ભોગ,
હત્યા કરીઆ અણુ વિચારી, તારે સ્વારથે ઘા
કરે કારી. ચોક ૩

માતા સચરાચરમા વ્યાપી, કરે હુંસા તે જાણવો પાપી,
કરો ભગ્તી મન સ્થીર સ્થાપી, આઈવા કષ્ટ લાખે મા કાપી

### ઝુલ.

સચરાચરમાં માને ગણો તો દુખાય માનું મન ॥
અજ્ઞાની જે સમજે નહી તેને સમજાવો ભગ્તંન,
રમે ઘટઘટ ખપર ધારી, તારે સ્વારથે ઘા કરો કારી;
ચોક ૪

સમજી કરશો નહી હત્યાયે, જેનું જાય તે કરે હાય હાયે,
કરસે માજી દુવારે હત્યાયે, તેથી પાપ થાય અસંખ્યાયે

### ઝુલ.

ફુળ ફુળ નીવેદ ચડાવો ઘાટડી સોળ સણુગાર;
મન માઈના કામ કરશે માજી ખુશી રહી અપાર,
અમીચંદ કે ચાલો સંભારી, તારે સ્વારથે ઘા કરે;
કારી. ચોક. ૫.

## છંદ ૨૨ અહિંસા વિશે રાહુ–ઉપરની

જીવતું ચાલ જરા વિચારી, એરાહુ.

ભક્ત જનને સમજીને લેવું વ્હેમી સમજે તો સમજાવી કહેવુ

મૂળ એક માલિકની છાયા એક થઇને અનેક બનાયા,
શક્તિ રૂપે વસે મમ.યા શક્તિ વિના બને નહીં કાયા.

### ઝુલ.

વ્હેમ છોડી મત મૂકી માનો શિવ શક્તિ છે એક,
એક થડને અસંખ્ય ડાળી પકડી રાખો ટેક,
ભિત્તર સમજી ધરી ધ્યાન રહેવું, વ્હેમી સમજે૦ ચોક ૧
માલિક સઘળાંના આત્મારામ શક્તિના વીના નથી સૂનો ઠામ
પશુ પક્ષી જીવો તમામ, મોક્ષ જાવા ઘણી રાખે હામ.

### ઝુલ.

બિકટ માર્ગ માલિકનો દેખો, જુઓ લાંબી ખજુર,
ઉપર ચડે તે તો રસ ચાખે, ભોંય પડે ચકચુર,
તેથી ગુરૂનું જ્ઞાન લેવું, વ્હેમી સમજે૦ ચોક ૨
પાપ પુન્ય સમજાવે ગુરૂ જ્ઞાની, કોઈનું મન દુખાવવું
નહિં લ્યો માની
મન દુઃખાએ પાપ લ્યો જાણી, મન રાજીથી પુન્ય
લ્યો માની.

કસાઇ કર્મે ઘણું કસાઈ કરતો રાખી મન અભિમાન,
એક સમે ઘા પડયો હાથપર ઘણો થયો હેરાન,
પડે પીડા દુઃખ કેમ શહેવું. વ્હેમી સમજો૦ ચોક ૩
કસાઈ પસ્તાઇ કરે વિચારે, ઘણા જીવનો કીધો મેં પ્રહારે;
પડયું દુઃખ હશે રે અપારે રડે પસ્તાઈ વારંવારે,

ઝુલ.

નિર્મળ મન કરી લિન ધ્યાન ધરી બેઠો એક ધ્યાન.
પ્રાણી માત્ર હિંસા નવ કરશો ખુશી થશે ભગવાન,
કસાઇ સ્વર્ગે ગયો શાસ્ત્રે કે'વું વ્હેમી સમજો૦ ચોક ૪
હલકી વર્ણ હિંસા ઘણી કરતા તેમાં ઘણા ગયારે સુધરતા,
પહેલાં બોકડાનો ભોગ ધરતા હવે કાન કાપી મૂકે ફરતા.

ઝુલ.

મતિયા તો મત મૂકે નહીં મારી કુળ દેવી દુભાય
સમજુ પુરૂષ તો સમજી બેઠા નહી કરવી હત્યાય
વેર બાંધી પેલે ભવ સ્હેવું વ્હેમી સમજો૦ ચોક ૫
કુળ દેવી દીન દયાળે, એતો સૌની કરે પ્રતિપાળે
બીને રૂઢી માર્ગે ચાલે, આદ્ય શક્તિ સર્વ જીવમાં મ્હાલે

ઝુલ.

શક્તિ રૂપે રામ રમે સર્વમાં કેમ કરી ઘા થાય
પશુ જીવની હંસા કરે તે અજ્ઞાની કહેવાય
**અમીચંદ** કહે દયા દાન દેવું વ્હેમી સમજો૦ ચોક ૬



## છંદ ૨૩.

રાહ મારી અરજ સુણો અંબામા ખપરવાલીની

માહાકાળી દયાળી, સુરત શેહેરમાં ગાજે;
આવી પાવાગઢથી, ઘીઆકુળીએ બીરાજે,
તારા દર્શણુ કરી, પરશન થયું મારૂં મને;
સજી સોળે સણુગાર, બેઠા સીંહાશને,
માની જમણી બાજુંં, નરસીંહ આપ ત્રીભુવને;
માની ડાબી બાજુંં સીરોઇ માતા પરસને,
ઝાડ ઝુમર હાંડી તકતાં સઈજા સૌ સાજે;
આવી પાવાઘઢથી ઘીઆ કુળીએ બિરાજે,

ચોક ૧.

તારા સેવક પારવતીશંકરના બે બાલે,
મોટા નાનાભાઇ મગનભાઈ સંપથી ચાલે;
કરે પુજા આરતી માને કરે સવાલે,
મારી તુહી તુહી વાલી સદા લેજો સંભાળે;
માના છંદ કરવાનો હુકમ થયો મને આજે,
આવી પાવાઘઢથી ઘીઆ કુળીએ બીરાજે.

ચોક ૨.

તમે આપે કરતાં આપ, આપમાં રહેતાં,
નહિ સમજે મૂર્ખ તે હું કરૂં હું કરૂં કહેતાં;

બાળ બુદ્ધિ રૂપે ઘટઘટમેં જ્ઞાન દેતા,
કંઈ અજ્ઞાની કડી ચોરી ચુન ચુન લેતાં;
કડી છાપ ફેરવેથી નહિં થાએ કાજે,
આવી પાવાઘઢથી ધોયા ફળીએ બીરાજે;
ચોક. ૩

તારા ભગતનને તારા દરશણુથી સુખ થાએ,
તમે કંસારાની કુળ દેવી સદા ગુણુગાએ;
તું તો ભગત આધીન સૌ જગતનીછે માએ,
**અમીચંદ** સેવક તારો છંદ કરી ગુણુગાએ;
મારે અંબા કાળી એક અખંડ કરે રાજે,
આવી પાવાઘઢથી ધીયા ફળીએ બીરાજે.
ચોક ૪

---

## છંદ ૨૪.

### રાહુા—ઉપરની

આવો આવો મહાકાળી આપો મને દરસને,
પ્રેમ ભક્તિએ ભજું ભગવતી થાઓ પરસંને,
જગં માતા જનુની તમે જગતના કરતાં,
આપ બેઠે સીંહાસન સોળે સણુગાર ધરતા,
પગ પાયલ પાવડી પેરી ખપર લઈ ફરતા,
મુખ અદો અદો કહી શત્રુના પ્રાણુજ હરતા;
મહાકાળી મહાલક્ષ્મી એક અંબા ભોવને,
પ્રેમ ભક્તિએ ચોક. ૧

નથી અંતર મારે એક શક્તિ એક એક;
કીધા અનંત કામ તેવા નામ તારા અનેક;
જોયા વેદ શાસ્ત્ર બહુ પોથી પુરાણુ છેક,
તુંહી તુંહી રમે આત્મારામ રાખો મારી ટેક;
એક જાણી આણી પ્રેમ નીશદીન કરૂં વંદને;
પ્રેમ ભક્તિએ ભજુ ભગવતી ચોક ૨

મારી અસંખ્ય દૈત દળ રોળી ચારો ચરતી,
બોચરી દંતને નામ બહુચરામા ધરતી,
કાળી થઈ વીકરાળી રક્ત બીજને હરતી,
મારી દૈત દેવને સદા તું રક્ષણ કરતી;
તું તો કાળી દયાળી દયા કરો ભગતને, પ્રેમ ભક્તિ.

એ ભજુ ભગવતી ચોક ૩

હું તો પામર પ્રાણી શું કરૂને કયાં જાવું,
જ્યારે પડે દુઃખ ત્યારે તારી પાસે આવું,
તારૂં ધ્યાન ધરી એક ચીત્તે છંદજ ગાઉં;
મારૂ દુઃખ જાએ થાયે સુખ પુરણપદ પાવું;
**અમીચંદને** રાખો સુખી તંન મંન ધને,
પ્રેમ ભક્તિએ ભજું ભગવતી ચોક. ૪થો.

## છંદ ૨૫ મો.

વાઘેશ્વરી માતાનો છંદ; રાહ ઉપરનો

મારી મજી વાઘેશ્વરી હાથ જોડી કહું તમને.
કરી કીરપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને,
અમે બાળક પશુ અજ્ઞાન અસરો તારો;
આવી અરજ કરી કહું નીરધનાઓ નોધારો,
મારે નથી કોઈની આશ દાસ તમારો,
આપો રોજી રજકબળ બુદ્ધિ પુત્ર સંભારો;
હું હરઘડી કરૂં સમરણ આવી લાગું નમન,
કરી કીરપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને ચોક ૧

અમે તમારા નામની ઢાલ આયકને ધરીએ;
કરી સહસ્ત્ર નામે સમરણ મત સમરીએ;
નામ એક રૂપ [illegible] માત [illegible]રીએ;
જેવા કામ કરે નામ પડે ભગત કાન ધરીએ;
રાખી ભાવે ભજો ભગવતી જવાબ દે જમને,
કરી કીરપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને ચોક ૨

હળી મળી મનસુબો કરી આવ્યા છંદ ગાવા,
કરી ભક્તિ ભજી ભગવતી પુરણ સુખ પાવા,
અમે અઘોર પાપી આવ્યા કરી કાવાદાવા;
મે કરી દેહ ધારણ ત્રીવીધી તાપ સમાવવા;
મારે એક નામની અસ જાવું કાં ભમને,
કરી કીરપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને ચોક ૩

આપો જ્ઞાન ધ્યાન ધરી માગુ મુક્તિ ફળ આજે,
તમે બુદ્ધિ રૂપે આવી સિદ્ધ કરો કાજે;
તમે સચરાચરમા વ્યાપી ઘટઘટ ગાજે,
ભગ્તની પુરી આસ રાખો છો લાજે;
કહે **અમીચંદ** મા નથી જવાનો ભમને,
કરી ફીરપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને.

ચોક ૪

---

## છંદ ૨૬ મો.

રાહ્યા ઉપરની

ગાતા અશુદ્ધ બોલાય તેની સ્તુતિનો છંદ
જરા અરજ અમારી સાંભળોને મારી મૈયા,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા;
મેં તો ગાયા છંદ આણંદે હરખ નહિ માયે;
થઈ પરસંન રડી સરસ્વતી આવી જીભ્યાએ,
લાગી માજી નામની ધુંડે ભગત મન ભાયે;
જેમ સુરો ચડે રણસુર સેહેઆ પડે ઘાએ;
તેમ તે વખત નહિ રહે ભાન અસુદ્ધ ગવૈયા,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા,

ચોક ૧

નથી ભણ્યો વ્યાકરણુ પીંગળ કવિતા જાણી;
નથી કર્યો અભ્યાસ વંચકને મા લો જાણી,
મારૂં ગાંડુ ઘેલું બોબડું બોલાય બે બાની,
લાગી માજી ધુને બોલાય ન બોલું જાણી;
નથી તમને અજાણ્યું સઘળું જાણી રહૈયા,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા.

ચોક ૨

કરી ભક્તિ ગાતા છંદ વરસ થયા ઉડતાલીસે,
સંસારી સુખ તમે ભાવે કર્યું બક્ષીસે;
સદા મહેર કરી રક્ષણ કરજો હરનીશે,
હાથ ઝાયલો તો પાર ઉતારો કહું નમી શીશે;
મારા અવગુણ કરજો દુર દયાળી હૈયા,
તમે જાણો છો પણ મારે કવું લાગી પૈયા.

ચોક ૩

નથી વાણી પાણીનો પાર તમારે મન સહેલું;
તમે બુદ્ધિ રૂપે બોલાવો કાલું ઘેલું,
કરી રક્ષણ રખાવે, થીર મન મારૂં પહેલું,
તમે પ્રેમ ભક્તિ જોઇ કામ કરો મા વહેલું;
કહે અમીચંદ મા તું, તો મારી ગવૈયાં,
તમે જાણો છો પણ મારે ચોક ૪

## છંદ ૨૭.

મારી અરજ સુણો અંબામા બહુચર બાળી;
મહા લક્ષ્તી મારી માત કરો રખેવાળી,
માનું તખત દેખી ફાટ્ડું કે અપરમ પારે.
માએ નખશીખ સજ્યા સણુગાર ગળે બીચ હારે.
હાથે કડાં સાંકળા રત્ન મણી ઝળકારે,
માએ જડી દંતપર રેખ કરે ચમકારે;
છુમ છનન છનન બાજે પાઉ પાએલ ઘમકારે,
શીર મુગટ છત્ર ઓર નેનોમેં કાજલ સારે.
દામણી ફુલઅકોટી નાકમે વાળી મહાક્ષ્મી. ચોક—૧
હું ભુલ્યો ભટકતો આવ્યો. તમારે દવારે.
માને દંડવત પ્રણામ કરૂં નમસ્કારે.
તું આદ શકતી મં માયાનો અવતારે,
કીઆ સ્વર્ગ, મત્યુ પાતાળ કે નવ લખ તારે
તું નીરધનીઆ નો ધારાની આધારે: તે જળસ્થળ
મેરૂ પ્રગટ કીએ સંસારે, બનબનમે બનસ્પતી
ખીલ રહી હરીઆલી. મહાક્ષ્મી—ચોક ૨
જીવ જંતુ પશુ પક્ષીની કરો બરદાસે
તું ઘટઘટ વ્યાપીક આપરૂપ પ્રકાશે.
હું અજ્ઞાની અપરાધી તમારો દાસે,
જુવો મેહેર દ્રષ્ટી મારૂં પાપ પ્રલેકાર થાશે,

તારૂં નામ ગરીબ નવાજ પુરો મારી આસે.
કરગરી માગું કંગાળ તમારી પાસે,
મારા મનના મનોરથ પુરોની ખપરવાળી.

મહાલક્ષ્મી—ચોક ૩

આજ આનંદ ભયો તેરે દરશણુસે સુખ પાયા,
થયું પાપ નિવારણુ નિર્મળ હોગઇ કાયા,
કહે મારા જગીર મોહ મત્સર છોડી માય,
કામ કરોધ તજી તેરે નામસે ધ્યાન લગાયા;
શંવત ૧૯૨૬ મે છંદ બનાયા,
ભાદરવા સુદ આણુંદ ચઉદશે ગયા.
કહે **અમીચંદ** મા પાર ઉતારો હાથ ઝાલી.

મહાલક્ષ્મી—ચોક ૪

---

## છંદ ૨૮ ધરતીકંપારો.

(મારી અરજ સુણો એ રાહ.)

ઓ જગત જંતુંની થયો ધરતી-કંપારો જ્યારે,
મા જળસ્થળ મેરૂં ખળભળી ઉઠયું સંસારે;
સંવત ૧૯૨૭ મે સંસારે, થયું ચક્ર મોટુ
માહા સુદ નોમને સોમવારે,
તમે આપી ચેતવણી નહી ચેઇતો સંસારે;
થયો ધરતી કંપારો દસેમને ભોમવારે

થઇ દોલમ દોલા પ્રથવી અપરમપારેં
તમે લીધો બચાવી જગત સકળ સંસારે;
રાતે નવ કલાકનો આશરો થયો હતો જ્યારે,
મા જળસ્થળ મેરૂ ખભળો ઉઠયું સંસારે;

ચોક ૧

કોઈ બેઠો ને કોઈ સુતો કે ઘર મારૂં હાલે,
કોઈ કરે મનસુબો માળ ઉપર ચોર ચાલે;
કઇ નાઠી અસ્રી ના લીધું પોતાનું બાળે,
કોઈ કે ભુત દોડે ને કોઈ કહે ગાડી ચાલે;
જોઇ ધરતી કંપારો ને પડી પેટમાં ફાળે,
તું અંબે દયાળી લીધો સૌની સંભાળે,
સુણી ધરતી કંપારો ને થયા સોઉ નાચારે;
મા જલસ્થળ મેરૂ ખબળી ઉઠયું સંસારે.

ચોક ૨.

હાલી હુરાડ ભાર વનસ્પતી બડી ઘનઘોરે,
બેઠે પંખી ઉડે ખુબ થઇ રહી સોરમસોરે;
બોલે મેના પોપટ ચીબડી બોલે ચીકોરે,
પડી વડ વાઘણુ તલવળતી કરે ખુબ સોરે,
બોલે લાલમલ હીરામલ કાકા કઉવા મોરે,
બોલે વાણી મધુરી કોએલકરે ખુબ સોરે,
ડોલ્યા પાહાડ પરવત વહાણુ પાણી મોજારે,
મા જળસ્થળ મેરૂં ખભળો ઉઠયું સંસારે.

ચોક ૩.

જોઈ ધરતી કંપારોને પડયો સઉને ત્રાસે
છાતી ધડકે ને વાતો કરે ઉભા સઉ પાસે,
કોઈ કે માજીનો રથ ગયો આકારો,
કોઇ કહે એક દીન એમ પૃથ્વી બુડી જાસે;
ગયે મહારાજગીર ભુખણુદાશને તારી આશે;
કહે અમીચંદ મા મને તારો વીસવાશે,
રાખો તન મન ધનથી સુખીઆ અપરંમપારે.
મહા જળ સ્થળ મેરૂ ખભળી ઉઠયુ સંસારે.

ચોક ૪

---

## છંદ ૨૯

( મારી અરજ સુણો અંબામાં બૌચર બાળી એ રહ )

મેં માજી નામસે જપતા ફરતા માળા,
મેં માજી નામસે સદા ફરૂં મતબાલા;
મેં માજી નામસે ગર્ભે ધ્યાન લગાયા,
મેં માજી નામસે ઉદરથી બહાર આયા;
મેં માજી નામસે દુધ સકર ખુબ ખાયા;
મેં માજી નામસે બાલપણે સુખ પાયા,
મેં માજી નામસે ઓડે શાલ ડોશાલા,
મેં માજી નામસે સદા ફરૂં મતબાલા ચોક. ૧

મેં માજી નામસે વિદ્યાભ્યાસ કરતા,
મેં માજી નામસે ઉદ્યમ કરી પેટ ભરતા,
મેં માજી નામસે દુર દેશાવર ફરતા,
મેં માજી નામસે મંત્ર કરી ધ્યાન ધરતા,
મેં માજી નામસે ગુરૂ કરી પીયા પ્યાલા,
મેં માજી નામસે સદા ફરૂં મતબાલા, ચોક. ૨
મેં માજી નામસે નીરલેપત થઈ રહેતા,
મેં માજી નામસે મન વાંછીત ફળ લેતા,
મેં માજી નામસે સંકટ પડે તે સહેતાં,
મેં માજી નામસે લીધા જ્ઞાનકા પ્યાલા,
મેં માજી નામસે સદા ફરૂં મતબાલા. ચોક. ૩
મેં માજી નામસે દેખા રૂપ તદ રૂપે,
મેં માજી નામસે દેખા નીરંજનં ભુપે,
મેં માજી નામસે દરસણુ કરી રહ્યા ચુપે,
મેં માજી નામસે મતબલ કરી રહ્યા છુપે.
મેં માજી નામસે ગાઈ અમીચંદ ચાલા,
મેં માજી નામસે સદા ફરૂં મતબાલા ચોક ૪



## છંદ ૩૦

### મધ બીંદુના છંદની રાહ.

આજી જોતા જાણ્યું, મેં કાળ જગતને શીરે.
જોવા ચરચા રાજા નગર માંહે ફીરે. ટેક.
પાળે દયા ધરમ દે દાન આણી ઉલ્લાસે.
ભાંગે દુઃખીઆરાનું દુઃખ શહેર તપાસે.
ફરે નીરભય થઈ નથી, માથે કોઇનો ત્રાસે,
જોઈ નગર નીસર્યો બહાર નથી કોઈ પાસે.

### ઝુલ.

નગર બહાર રાજા ફીરે, ગુણવંત ગુણી જન,
કૌતક દીઠું કારમું વીચાર કરે છે મન
જોવાને રાજા ઠરી ઉભો રહ્યો સ્થીરે,
જોવા ચર્ચા રાજા નગર માંહે ફીરે, ચોક ૧
દીઠું સુંદર સરોવર ઠંડી ઠંડી ચાલે લહેરે,
જોયા એક એકના શત્રુ રાખે છે વેરે,
એક બકરાને વાંદરે જાલ્યો રાખી ઝેરે,
મારી ફાળ ઉછળતો વાઘ વાંદરને ઘેરે.

### ઝુલ.

સીંહ દોડતો આવ્યો મુકી વાઘ પર ડોટ,
થાપટ મારી પાડયો મુખમાં ઘાલી કોટ
દેખીને રાજા થર થર ધ્રુજે શરીરે,
જોવા ચરચા રાજા નગરમાંહે ફીરે. ચોક ૨

મારી રૈયત બાપડી બકરા જેવી કહાવે,
વાંદર રૂપી ફોજદાર તેને દબાવે.
વાઘ રૂપી વજીર કરી ત્રાસ અમલ બજાવે,
સીંહ રૂપી રાજા મારી આણુ અંદર સહુ આવે,

ઝુલા.

રૈયત ડરે ફોજદારથી ફોજદાર શીરવજીર.
વજીર ડરે છે રાયથી, નહી ધાક રાયને શીર.
રાજા કહે આખર મરવું કાળ માહરે શીરે.
જોવા ચરચા રાજા નગર માંહે ફીરે. ચોક ૩
આવ્યો વૈરાગ મનમાં રાજા છોડી રાજ પાટે.
આ સીંહને બંદુક મારે જશે જમ હાટે
રાજ છોડી ગયો વનવાસ એકલી જાતે.
છે જીવે જીવનો કાળ મુરખ હરખાતે

ઝુલા.

હે શ્વાસો શ્વાસ વાઘ ઉઠયો એ વાઘ નહિ મહાકાળ.
સીંહને શીયાળનો કોળીયો મારી રૂપ પર ફાળ.
બચે કહો કોણ ભક્ત રાખી રહે ધીરે.
જોવા ચરચા રાજા નગર માંહે ફીરે ચોક ૪
થયું જ્ઞાન રાજાને સત ગુરૂને જઇ શરણે.
શુધ મનથી બોલ્યો ગુરૂને લાગી ચરણે,
દેહ નથી મારી થયું નક્કી અંતઃકરણે.
ગુરૂ મંત્ર મળે થાય અમર ભાગ્યો ભે મરણે

## ઝુલા.

કરમ બી બાલ્યા વીના ન થાય આત્મા સુખ.
અજર ઝરે ગુરૂ મળે, તો ઝટ ઉઘડે ભુખ
આનંદમાંરહીને અમીચંદ ચડે ધીરે ધીરે,
જોવા ચરચા રાજા નગરમાંહી ફીરે. ચોક. ૫

---

## છંદ ૩૧

## મધબિંદુ સંસારનો રાહ. મારી અરજ સુણો અંબામા ૧

મારા સાચા ગુરૂ અંબા ગુણ ગંભિરે,
મેંતો સાંભળ્યા શબ્દ ગંગાજળ નિર્મળ નિરે.
એક દ્રષ્ટાંત મૂકી કહું મધ બિંદુ સંસારે
એક ફરતો મુસાફર જંગલકે મોઝારે.
દીઠો વાઘ આવતો પૂઠે કરતો કુંકારે,
ગભરાઈ ચડયો વડ ઉપર કરતો વિચારે.

## ઝુલા.

તલપી વાઘ ત્યાં આવીઓ, ભીડી વડ શું બાથ;
મુસાફર ગભરાય ઘણું ત્યાં નથી કોઈ સંગાથ.
બીએને એનું થર થર ધ્રુજે શરિરે, મેં તો
સાંભળ્યા. ચોક ૧

એ જુઓં તમાસો સાંભળો સુરતા રાખી,
ભીડી બાથ ઉધેડી વડને દીધો લાખી.
વડ નીચે હુતી એક વાવ સત્ય કહું ભાખી,
ડાળીએ હતો મધપુડો અસંખ્યા માખી.

ઝુલ.

મુસાફર લટકી રહ્યો. ઝાલી વડ ડાળી;
મુળી પકડી વડની, રડે આંસુ જાય ચાલી
જુવે તો નીચે અજગર નહીં રહે ધીરે,
મેં તો સાંભળ્યા. ચોક
માં પહોંળુ કરી જુવે અજગર જીવનો કાળે,
જો પડે મુંસાફર ઝડપી માંમા ઘાલે.
એકબીજું કૌતક દીઠું મુસાફર બાળે,
બે ઉંદર કાતરે જે પકડી છે ડાળે.

ઝુલ.

કાળો ધોળો ઉંદર બે, કાપે વડની ડાળ;
દુઃખ દરિયામાં ડૂબીયો, પડી પેટમાં ફાળ.
તૂટે તો મૂળી અજગર ખાશે શરીરે,
મેં તો સાંભળ્યા. ચોક
પડ્યું મધ બિંદુ મધપુડામાંથી જ્યારે,
મોં પહોળું કરી મધ બિંદુ ઝીલે ત્યારે.
છે નીચે ઉપર કાળ કરો વિચારે,
તમે સમજો સર્વે જન મધ બિંદુ સંસારે

## ઝુલ

સમજે મુસાફર મનમાં. વડ મુળી કતરાય;
તુટે પડી શું વાવમાં, તો નક્કી અજગર ખાય.
સમજે પણુ જીલે. મધમાં મોહુ રાખી ધીરે,
મેંતો સાંભળ્યા. ચોક ૪

વડ મૂળી આવરદા દોરી સર્વ લ્યો જાણી,
કાળો ધોળો ઉંદર રાત દીવસ લ્યોને માની.
અજગર રૂપી છે કાળ સમજો સો પ્રાણી
આ દ્રષ્ટાંત મુકી સમજાવે છે ગુરૂ જ્ઞાની

## ઝુલ.

સંસાર દુઃખનો દરિયો, સુખ સ્વપ્નાને સમાન;
મધ બિંદુ મુખમાં રહ્યું, દોરી તુટે નીકળી જાય પ્રાણુ
ફરે છે સદા કાળ સર્વને શિરે,
મેં તો સાંભળ્યા. ચોક ૫

બાંધી દોરી આવરદા આવ્યા સો સંસારે,
રાત દિવસ કાતરી દોરીને લાવે. પારે.
એમ કરતા આવરદા દોરી તુટે જ્યારે,
જીવ જશે એકલો છોડી સર્વ સંસારે.

## ઝુલ.

કાળ કરશે કોળીઓ અણચિંતવ્યો એકવાર
અસાર વસ્તુ છોડજો સંઘરો વસ્તુ સાર
સમજ્યા તે બેઠા અમીચંદ ઠરી રહે સ્થિરે,
મેં તો સાંભળ્યા શબ્દ ગંગા જળ નિર્મળ નિરે ચોક ૬

## છંદ ૩૨

### લાવણી જુના રાહ

બેઠે સિંહાસન, અંબામાં ખપ્પરવાળી;
તારાં નામની પકડી ઢાલ, આપો દરશણુ દયાળી.
સજે સણુગારે, ચત્રભુજ ત્રીશુળધારી;
પાઉ પાએલ કરે ઘમકાર કમર પટો છે ભારી
ગળે બીચ હારે, રહ્યા રત્નમણી ચમકારી,
તારી લીખલીખ જાઉ બલીહારી,
શીરપર મુગટ છે ભારી.

### ઝુલ

હીરા રત્નમણી જળકો રહ્યા, હુવા ચંદ્ર સૂર્ય પ્રકાશ;
ફુલવાડી ખીલી રહી, ઉડી ચંપાની ખુબ વાસ.
એવી તારી શોભા મુકીને નહીં જાઉં ચાલી;
તારા નામની પકડી ઢલ, આપો દરશણુ દયાળી.

ચોક. ૧

ચઉદ લોક કીધા, તેના જુદા જુદા છે ધામે,
અતળ વિતળ નિતળ સુતળ તળાતળ નામે;
રસાતળ મહાતળ એવા એવા કીધાં તે કામે,
એ સાત લોક પાતાળ તેના કહ્યા મેં નામે.

## ઝુલ.

સાત પાતાળ રચ્યાં તમે, તેના ગુણ ગાઉં મા આજ;
સાત લોક બીજા કહું, મારી રાખો અંબામાં લાજ.

અંબે દયાળી, સંખનપુર બહુચર બાળી;
તારા નામની પકડી ઢાલ, આપો દરશણ દયાળી. ચોક ૨
ભૂરલોક પેહેલું, ભૂવર લોક તો બીરાજે,
શ્વરલોક છે મહા લોક, જન લોક તપ લોક ગાજે;
સાતમાં સત લોક સૌની રાખો તમે લાજે,
ઘટઘટ વ્યાપી માતું, શક્તિ રૂપે બીરાજે.

## ઝુલ.

ચૌદ લોક થાપ્યા તમે, તારી સઘળે ફેલાઇ માં આણ;
શકિત વિના સૂનો ઠામ નહીં, તારા શા શા કરૂં વખાણ.
જુવો મેર ફરી, ચાકરપર ચાચરવાળી,
તારા નામની પકડી ઢાલ, આપો દરશણ દયાળી. ચોક ૩
અરે અંબામાં, ચાકરપર રીશ નહિં કીજે,
દાસ જાણીને દરશણ દો, ભુલચુક સાંભળી લીજે;
આખરની ઘડીએ, તું વીના વાલી નહિં બીજે,
ત્રણ ભવની ખબર તમે આપી આવ્યોછું જવુંભવ ત્રીજે.

## ઝુલ.

અલ્પ આયુશ આવી રહ્યું, પડીશ લક્ષ ચોર્યાંશી માંહી,
જમ બાંધી મારશે જીવને, તે કેમ સેહેવાશે તહી.
અમીચંદ કહે છે, ઉતારો પાર હાથ ઝાલી;
તારા નામની પકડી ઢાલ આપો દરશણ દયાળી. ચોક ૪



## છંદ ૩૩ મો.

### ઉપલો રાહ.

ચઢી રણ સૂરે, બની અંબામાં વિકરાળી;
રાવણ મારવાને કાજ, ખપ્પર ભરવાને ચાલી.
કરી છાયાં રૂપ, સીતામાં ધર્યું નામે;
પરણ્યા દશરથ સુત રામ, કરવા ભકતનના કામે.
ગયા વનવાસે, છોડી અજોધ્યા નગરી ધામે;
રામ લક્ષમણ સીતા માત, કીધો વનમાં વિસરામે.

## ઝુલ.

બાગ બનાવી ફુલ વાવિઆં, સીતામાતા રમે છે ત્યાંય;
લક્ષમણ ગયા મ્રગ મારવા, આવ્યો રાવણ જોગી થઈ તાંહા.
સીતામા આવ્યા, ભિક્ષા આપતાં લીધા ઝાલી;
રાવણ મારવાને કાજ, ખપ્પર ભરવાને ચાલી. ચોક ૧

પાપી લઈ ચાઈલો, આઈવા લંકાની માંયે;
રામ લક્ષમણ સાંભળી વાત, પડયાં પૃથ્વી મુરછાય.
સીતાને સોધે રામ લક્ષમણ રડે વનમાંય,
આવ્યાં પંચવટી માંએ, વાંદર બેઠા છે જયાંયે.

ઝુલ.

નળ નીળ જાંબુવંત બોલે, હનમાન સુગ્રીવાત;
વાળી વાંદર મારો તમે, સોધી લાવું સીતામાત.
સાત તાડ વિંધી, રામે માર્યો વાંદર વાળી;
રાવણ મારવાને કાજ, ખપ્પર ભરવાને ચાલી. ચોક ૨
સોધે સીતાને હનમંત બીર બડા બંકા,
ગયા સમુદ્ર કુદી પાર મળ્યા સીતા ધરી શંકા;
ખબર સુણી રામે લઇ સેન્યા ચડયા અસંખા,
બાંધી પાણી પર પાજ, ઉભા લંકા દઇ ડંકા.

ઝુલ.

વિભીષણ ભક્ત છે રામના, તેતો રાવણ કેરા ભાઈ,
ખબર સાંભળી રામ આવ્યા, હરખ્યા સીતા માઇ.
કોએપા હનુમાને એક પળમે લંકા બાળી;
રાવણ મારવાને કાજે, ખપ્પર ભરવાને ચાલી. ચોક. ૩
મચાયાં જુદ્ધે, લડે રામચંદ્ર મહારાજે;
તોડી લંકા માર્યો કુંભકરણ, આવી ઇંદ્રજીત ગાજે,
ચડયા લક્ષમણે કીધો ઇંદ્રજીતને પ્રાજે;
હૈ મૈ રાવણ પાતાળ, મારી મકરધ્વજને આપ્યું રાજે.

## ઝુલ.

લંકામાં આવી જુદ્ધ માંડીયું, અઢાર પદમ વાંદર રામની સાથ,
દશ મસ્તક વીસ ભુજા રાવણ માર્યો મળ્યા રામચંદ્ર સીતામાત.
વિભિષણ થાપ્યો, લંકાની કરો રખેવાળી;
રાવણ મારવાને કાજ, ખપ્પરભરવાનેચાલી ચોક ૪.
વિભિષણ થાપી સીતામાં લીધા સંગે,
રામ લક્ષમણછે હનુમાન, ચાલ્યા અજોધ્યા ઉમંગે,
માર્ગમે જાતાં, રહ્યા રાતે વાસો રંગે;
ગયા ફરવા બીર બજરંગ, દીઠો રાવણ અડબંગે.

## ઝુલ.

સહસ્ત્ર મુખી રાવણ દીઠો, બોલ્યા હનમંત જઇને ત્યાંય;
લંકા બાળી રાવણ માર્યો; તે રામ લક્ષમણ આવ્યા આંય
એવું સુણી બોલ્યો, તારા રામને પટકું ઝાલી
રાવણ મારવાને કાજ ખપ્પર ભરવાને ચાલી. ચોક ૫.
હનુમાન કહે છે અલ્યા બોલ મુખ વિચારી;
એક મુક્કીએ લેઉં પ્રાણ બીજી મારૂં તો જાઉં હારી.
રાવણ કહે માર ભાઇ, રઘુવીર કહી મુક્કી મારી;
રાવણને ચઢે જેમ કુલ અલ્યા ખા મુક્કી એક મારી.

## ઝુલ.

મુક્કી મારૂં તો મરી જશે, જા કહી મારી એક ધોલ;
ગડદા પેચ થઇ નાશી ગયો, અમીચંદ કહે બોલ્યા બોલ
નાસો રામ નાસો, પેલો રાવણ આવશે ચાલી;
રાવણ મારવાને કાજ ખપ્પર ભરવાને ચાલી ચોક ૬

## છંદ ૩૪ મો.

ચાલો ચાલો, ચાલો ચાલો મહારાજ હાં રહેવાનું નથી કામે;
મે શેઅમુખી, રાવણુ જોયો તેનો ધામે
એવું સુણી, એવું સુણી, બોલ્યા રામ લક્ષ્મણુ બંને ભાઈ;
તમે કેમ શુરવીર થઈ બોલ્યા ગભરાઈ કહે હનું,
કહે હનુંમાન મેં કંઈક રોલ્યાં રણુ માંહી,
હાવો બળવાન બળીઓ દીઠો ના કાંઈ, હજી સાલે,
હજી સાલે, માહારા હાડકાં પાંસળા ભાઇ;
કહે રામ સીતાને ચલો અજોધ્યા માંહી. કરી ક્રોધ,
કરી ક્રોધ, સીતા મા કહે કરૂં સંગ્રામે;
મે સહસ્ર મુખી રાવણુ જોયો તેનો ધામે ચોક ૧
ચલ બતાવ, ચલ બતાવ, ઉઠ મારા માંડી જાયા વીરે
તારા મારનારને મારી આજ પીઉં રૂધીરે.
એમ કહી, એમ કહી, ચાલ્યા સંગે લીધા બજરંગ બીરે
લીધા ધનુષ બાણુ હથીઆર, ભાથા ભરી તીરે.
તમે રામ, તમે રામ લક્ષમણુ બેશો ધરીને ધીરે.
એમ કહી ઉભા જ્યાં રાવણુનો પહાડ ગંભીરે.
આઘા રહી, આઘા રહી બતાવે પેલો જુવો રાવણુ એનું નામે
મેં સહસ્ર મુખી રાવણુ જોયો તેનો ધામે. ચોક ૨
કરી ટંકાર, કરી ટંકાર, ધનુષનું બાણુ માજીએ લીધું,
સુણી શબ્દ ગયા ગભરાઈ, જગત સૌ બીધું

મારી બાણ, મારી બાણ, તોડી પહાડ રાવણને દુઃખ દીધું;
થયા કોટન કોટી રાવણ રણ ઘેરી લીધું.
કર્યા પંચ, કર્યા પંચ મુખી હનુમાન બળ બહુ દીધું;
કોઈપાં ખપ્પર ધારી સ્વરૂપ બીહામણું કીધું.
બેહોઠ બેહોઠ જમીન અસ્માન ફાડી મોહડામે;
મે સસ્ત્ર મુખી રાવણ જોયો તેને ધામે, ચોક. ૩
માજી મારે માજી મારે, બાણ રાવણને ચાલે લોહિ ધારે
પડે લોહી રાવણ થઇ આવી માજીને મારે,
ભયંકર ભયંકર સુણી ટંકર રામ વિચારે;
ચાલો લક્ષ્મણ રણમા, અબળાના શા ભારે.
થઇ ખબર, થઈ ખબર, માને આવે રામ લક્ષ્મણ વાહારે;
આવું જોશે સ્વરૂપ તો નહીં માંડે સંસારે,
બાંધી ઝોળી પૂઠે હાથ લાબા કીધા સામે
મેં સહસ્ત્ર મુખી રાવણ જોયો તેને ધામે. ચોક ૪
કરી છછ, કરી છછ, મહીનાના બાલ જોળીમાં ઘાલી;
કરી ક્રોધ લડેમાં ફરે રણ મતબાળી.
માએ મુખ, માએ મુખ પસારી માર્યા મોડામાં ઘાલી
કંઈ નાઠાને પકડી મુકે મોડામો ઝાલી.
મારી દુષ્ટ મારી દુષ્ટ, પાપીને રણ કીધું સૌ ખાલી,
ઝોળી છોડીકે. નાઠા રામ લક્ષ્મણ ગયા ચાલી
રૂપપળતી રૂપપળતી, લઇ હનુમાન આવ્યા મુકામે;
મેં સહસ્ત્ર મુખી રાવણ જોયો તેને ધામે. ચોક ૫

ક્રોધ નેત્ર ક્રોધ નેત્ર, રાતા જોઈ રામ લક્ષમણ ડરીયાં,
જોગ માયાનો અવતાર ખપ્પર એને ભરીયાં.
જોઇ યુદ્ધ જોઈ યુદ્ધ, રામ લક્ષ્મણના ગર્વ ઉતરયાં,
પછી આવ્યા અયોધ્યા માંહી કારજ સૌ સરીયાં.
ચાર યુગ,ચાર યુગ મા ધરી અવતાર દેવના દુઃખ હરીઆં,
કેહે અમીચંદ માએ માયા કરી રૂપ ધરીયાં
રાત દીવસ, રાત દીવસ, ફરે માનું ખપ્પર ભરવા કામે,
મેં સહસ્ત્ર મૂખી રાવણ જોયો તેનો ધામે. ચોક ૬

---

## છંદ ૩૫ મો.

હરી દવારકાદાસે ધાયે ભગ્નને ખાતર ડાકોર આયે એ રાહ.

સૂર્ય પુત્રી તાપીમાત તમે સાંભળો મારી વાત.
રેલે કીધો છે ઉત્તપાત કર્યું બળ ભારી,
આવ્યુ બ્રાણપુરથી પ.ણી દુનિઆ ઉંઘમાં રહી અજાણી;
તેને લાવી ખેંચી તાણી કીધા તારમ તારી.
૧૯ સેં ઓગણ ચાલીસે જેઠ વદ તેરસને દીસે,
રેલ પાડતી આવી ચીસે આપો ઉતારો દીન ચાર;
ચાર દીવસ પરોણા રહીશું પાછા આંથી ઉપડી જઈશું,
જઇને સમુદ્રમાં મળીશું એ તો નક્કીને નીરધાર.
તાપી માતા સાંભળી કાને આપ્યા રેલને બહુ માને,
રહો સુખે કરો મીજબાની કહે વારંવાર;

એવી તાપી તું દયાળી આવે રેલની છોળો ચાલી,
એતો ફરતી મતબાળી નહીં કંઈ કરતી વિચાર.

રેકુતો.

શુંણુદેવી જોઈ રેલનું પાણી માત ગભરાણી હવે કેમ કરીએ,
શુણુદેવી દડમજલ આવતી રેલને કરતી ગેલ ક્યાં ઉતરીએ.
શુણુદેવી કીનારા ભરપુર વાધ્યું શુર શહેરમાં ફરીએ,
ખાડી કોટરડા ભરાઈ રેલ માતા ઉભરાઇ તે તો કોઇથી ન
સ્હેવાઈ કરે કીલકારી.
આઈવું બ્રાણપુરથી પાણી દુનીઆ ઉંઘમાં રહી અજાણી,
તેને લાવી ખેંચી તાણી કીધા તારમતારી ચોક. ૧

રેલ તો વ્યાપી ચોગરદમ મુકી સૌની સરમ,
તાપી માતા ખાઇને ગમ બેઠાં આઘા ખસી;
દીઠું વીકરાળ આવતું પાણી, આવી રેલ મેં ન જાણી,
કીનારા કરતી ધુળ ધાણી પાણી આવે ધસી.
ચઊટેશે તો બારે બજાર, થઇ રહ્યો હાહાકાર,
પાણી ચઢતું જાય ઢાકાર લોકો રહ્યા ફસી;
જે ઝહાં હતું તાંનું તાંહે તે તો પોણીમાં કહાં જાએ,
પાસે હોય તે બેઠા ખાએ, વાતો કરતા હસી.

રેકુતો.

સુણુદેવી સારા શેહેરમાં ફરે ને ચારો ચરે રેલ છે ભુખી.
શુણુદેવી: આવી દુરથી ખાતી નહીં ધરાતી કરતી બહુ દુખી;

શુણુદેવી રેલ જાયતા નુકશાનને લેતી જાન નહી કોઇ સુખી,
કંઈ ગામ ગયા તણાઇ એની ખબર નહી જણાઇ.
તળીઆ ઝાટકથી વણાઈ થયા નાચારી,
આઈવું બ્રાણપુરથી પાણી. ચોક ૨.

સુરત શેહેર ઉઠયું ગભરાઈ રક્ષા કરજો અંબા માઈ,
દુનિયા તમારી કહેવાઇ કરૂં વીનંતી વારંમવાર.
રક્ષા કારણુ આવો તમે હાથ જોડી કહીએ હમે,
રેલ માતા હમને દમે હવે આથી તું ઉગાર.
શક્તિ રૂપે રહી તું વ્યાપી ગંગા, જમના તું છે તાપી,
૯૯૯માં વ્યાપી તારી લીલા છે અપાર.
રેલે દુઃખી થયા કંઈ જન કંઈના ખોવાયા ભોજન,
કંઈતો સોંપી તંન, મન, ધન, ગયા છોડીને સંસાર.

રેકતો.

સુણુદેવી–જોઈ સૌનું કલપાંતને સાંભળી કાનને રક્ષણુ કીધું,
શુણુદેવી રેલ પરોણા ગયા કાદવ પડી રહ્યા જગત સૌ બીધું;
શુણુદેવી મુંબઇથી મદદ મોકલી ઝટ દ્રવ્ય બહુ દીધું,
નુકશાન જઇને જે નોંધાવે તે તો રૂપિઆ લઇને આવે,
પૈડાં ઘરો પણુ બંધાવે એવી આફત ગઇ ભારી.
આઈવું બ્રાનપુરથી પાણી. ચોક. ૩

એકવીશ કલપના પુરાણી અરજ સાંભલો દયા આણી.
કરૂણા કરીએ દાસ જાણી હાથ જોડી કે ભકતન, સુરતની.

દુનિયાછે દુ:ખીઆરી આગ પાણી વારંમવારી. એવી આયફ્ત ભારી ભારી આવે અણુચિંતા ભોવન, કણુચિંત માત્ર કહુંછું હું બાકી દુ:ખ પડે છે બહુ તે તો જાણો તમે સૌ સુરત છે નિરધંન. એવું સમજીને સાહાય કરજો, આવી આયફ્તે; ધાલ ધરજો મસ્તાન પરોણા દુર કરજો; કંઈ જીવ પામેછે મરણ.

## રેકતો.

સુણદેવી શક્તિ રૂપે. તું એકને રાખો ટેકઃ અરજ કાનં ધરજો,
સુણ દેવી સુરતમે અમીચંદ જોડી, કહે છંદ માને સમરજો.
સુણદેવી–સેવકને શરણાંગત રાખી, મા ઝટ કામ સીધ કરજો.
તું આદ્ય શક્તિ, અલબેલી, આયફ્ત વખતે વહેલી વહેલી
તમો થાવો સઉના બેલી કીરપાછે તારી આંવ્યું બ્રાનપુરથી પાણી
ચોક ૪

---

## છંદ ૩૬ મો.

( રાહ ઉપલો. )

ઉઠો અંબા જમવા માઈ, થાલ કંચનકી ધરાઇ;
સુંદર રસોઈ બનાઈ, અણુકુટ ભારી. મુકયું જળજમુનાનું પાણી,
નહાવણુ કરો, હેત આણી, કીધી જુક્તિ મનની જાણી, કીરપાતારી;
આદાચીરી મૂકી પહેલી, રાયતી, મેથીયા કેરી વહેલી, કેરા કરમદા,
સહુ મેલી, રાયતા લીધાં દરાખ કંદળીના લઇ આવે,

ચીભડા અંદર રાઈ મિલાવે, તેતો માજીને બહુ ભાવે.
દુધી ખારેકના કીધા, રાયતાં લીધા વિણીવિણી,
કાકડી મુકી છે મા છીણી, રાય દઈને લાવે ફીણી,
હેતભાવથી કીધા, કોથમી મુળાને સકરીયાં;
સૂરણ પુરણ તાજા કરીયા,લઇને માની થાળમાંધરિયાં, કારજ સીધાં.

## ઝુલ.

મોગરી મોરસનાં રાયતાં, ખીર બાકળાને મગચણાજી.
ચોસઠ ખંડ ચોસેંઠ દીવડાં, કરી જુક્તિની નહિ મણાજી;

## ફેકતો.

ભરૂચી ભીમડાની છે ભાજી, મુલાપણી તાજી, વધારી માજીજી,
પાલખ મેથી ચોલાઈ, સહુથી સવાઇ કુબાની ભાજીજી;
મોરલીધર બંશીવાળા કૃષ્ણ છોગાળા થયા તારાજીજી,
કણજીયો ઓર કલેમ, રાખી મા પ્રેમ લેજો મારી માજીજી.
ક્ષમા કરજો આદ્યભવાની, ભાજી બે રહી ગઈ અજાણી,
લુણી સુવા ચુકાની આણી, દામો કહું નાહારી, મુકયું જળ
જમનાનું પાણી. ચોક ૧.

કોળું તુરીયાં છે રસાળ, દુધી અંદર ચણાદાળ;
તેનો ખુબ બેઠો મા તાળ, લાયખો મશાળો ગરમ.
ચાર ચીરી વેગણની કરી ધાણા જીરૂ મરી ભરી;
માજી લેજો ફરી ફરી, હોઠ થાશે ઝમાઝમ.
ગલકાં તાજાં લાવી મોળી, માંહે લાખી શિયાળું ચોળી;

તાજી તાજી પાપડી છોલી, લીલવા તીખા તમાતમ.
ભીંડા કારેલા વઘારી, ચીભડાં કાકડી છે બહુ સારી;
પ્યાલા મુકયાં હારોહારી, માંહે શાક નરમ.

ઝુલ.

મોગરી ગુવારશિંગ, પંડોળાં થાળમાં,
ધરી વાલોળ સફેદ લીલી કુનઝારજી;
તીનશરા કાળિંગડા અલુખડા કંટોળા, સાંગરી સારજી.

ફેરકતો.

કંટોળા સાંગરી સાર, પરવર ગીલોડા ફંસી સૌ કરીયાજી;
પાપડ પાપડી છે નીકા કરકરવડી; ને પતળવડીયાજી,
કાચલી કોઠીમડાં સાર ભજીયાં ભાત ભાતનાં તળીયાંજી;
કેળા મેથી રતાળુ વેગણુ, પોઈ ગલકાના ધરીયાજી.
પાકી કેરીનો છે રસ, શેરડી દાડમ નારંગી ફસ;
બીજા મેવા લીધાં મસ મીઠાઈ ભારી, મુકયું જળ
જમુનાનું પાણી. ચોક. ૨
વેડમી લાડુ લાપશી, પહેલાં ખીર લેંચી રોટલી,
કેળાં શીરો શિખંડ બાસુદી, પહેલાં ધરી મલાઈ પુરી;
માલપુરા મગદળ સાર, ગુંદર પાક મગજ તૈયાર,
ચાપડાં સુવાળીનો; બહાર, ઘુઘરા સંજુરી દળ હલવો ને છે ધારી.
ઠોર કચોરી સેવા ઇસારી સુખડી લીધી ભારી ભારી.
નહી રહિ અધુરી, મોતી ચુરનાલાડુ તાજા
સુતરફેણી ગેબર ખાજા સકરપારા દહીથરા ઝાઝા છે ફરસી પુરી.

## ઝુલ.

જલેબી અમ્રતપાક, થાલમાં કળીના લાડુ,
મેસુરપાક બરફી પેંડા કોપરાપાક, આરોગો સુંદર શાકજી.

## ફેકતો.

આરોગો સુંદર શાક, ચોસેંઠ જોગણી અંબા સાથેજી,
મેવા મીઠાઈ પકવાન, ઓર મધુપાન લીધાં માએ હાથેજી.
જમો ભાતભાતની સુખડી માં દહીંવડા દહીમાં આથેજી,
માવો મોડીયાનો મુકયો ચારોળીના લાડું સાથેજી.
સરવે હાજર છે તૈયાર, માજી લેજો વારંવાર;
ગંગાજીનું પાણી સાર,ભરી મુકી ઝારી. મુકયું જળ જમનાનું.

ચોક ૩

બીરંજ દુધ ઉના કરિયાં, દાળ ભાત થાળમાં ધરીયાં,
પ્યાલા કઢીના માં ભરીયાં, સેવક ઉભો સન્મુખ પાસ.
ભરી જળકંચનની ઝારી, મુખડું ધુવે વારંવારી;
ચોસેઠ પાનનું બીડુ ભારી, માજી કરજો મુખવાસ.
સંવત ૧૯૩૮સે માગસર સુદ ૩ને દિવસે પુરો અણુકુટ,
નમાવી શિશે અંબા પુરે આશ, મારી ભૂલ કરજો મા માફ;
નહિ ખમાય તમારો તાપે; તમે છો સૌના મા બાપે.
હાથ જોડી કહે દાસ.

## ઝુલ.

અપાર વસ્તુ છે અણુકુટમાં, લીધી સાર વસ્તુ છંદ માંહેજી,
કરી દર્શન આનંદ થયો, વિજ્યાશંકર સેવક છે ત્યાંહેજી.

## ફેરકતો.

વિજ્યાશંકર સેવક છે ત્યાં પુરી અણુકુટ ઉભા માની સામાજી,
કરી જુક્તિથી ગોઠવણી ગોઠવી; ઉભા સેવક સેવામાંજી.
દરશણુ અણુકુટના કરવાં, સુરતના લોકો આવે દહેરામાંજી,
અમીચંદ કહે છંદ કરી, સાર વસ્તુ મેં લીધી આમાજી.

સુરત શહેર આમલીરાન માહરૂં રહેવાનું મકાન;
સદા ધરૂં તમારૂ ધ્યાન આશા તાહારી,
સુકર્યું જળ જમનાનું પાણી. ચોક ૪

---

## છંદ ૩૭ મો.

(લંગડી.)

સુરત તો સુનેકી મુરત, ધીઆ ફળીઆમાં જો રહીયાં;
અંબામાંનું માનું તખત, દેખી સબ મોહ રહીયાં.
પ્રથમ પોળમાં પેઠો તમારી દરવાજામાં આ રહીયા;
બાર પગથીયાં, પગથીયાં ચડી સન્મુખ ઉભા રહીયાં.
હાથ જોડી માને શીષ નમાવું ગુણુ તમારા ગા રહીયાં;
કરી દરશન તમારા, તમારા મેરા દીલ હરખાં રહીયાં.

## ઝુલ ભજન ધીરાની રાહનું.

માના મુખડાં ઉપરરે, કોટી કોટી ચંદ્ર તેજ ખોલાં;
કયા કહું તમારી શોભારે, અપરંમપાર રચી લીલા,
મુગટ તમારો હીરે જડયોરે; મહીં પંચ રત્ન પોખરાજ પીળાં.

## રેકતો.

કાંનોમેં કુંડળ ઝળકી રહ્યાં જેસી બીજલી કરે છે ચમકારે;
કાળીગાંઠી પાટીઆ બીરાજે, ગળેમેં નવશેરો હારે.
કડાં સાંકળાં બાંહે બાજુબંધ; વેઢ વીંટી કરે ચમકારે;
સુંદર મુખપર વાળો શોભે, નેનોમેં કાજલ હો રહીયાં.

અંબામાનું માનું તખત દેખી—ચોક ૧

પાઉમે પાએલ તોડા ગંઠોડા, અણુવટ વીછવાં ગાજી રહીયાં
છલ્લાં છવીંટીઆ છવીંટીઆ છનન છનન બાજી રહીયાં.
ચીણુપટી ચમકલી શોભે, શોળે સણુગાર સજી રહીયાં;
અંબામાનું માનું કરી દરશન રાજી રહીયા.

## ઝુલ.

માની જમણી બાજુરે ગીરજાનંદન ગણેશ ગાજે;
ડાબી બાજુ શંખન પુરિરે, માતા બહુચરા આપે બીરાજે.
મા સુંદર તમારો ઘભારો રે, મહીં ઘનનન ઘડીયાળો બાજે;

## રેકતો.

માને ઘભારે ચાર કમાન છે, કમાને કાંગ્રાબારે;
અકેકી કમાને ત્રણુ ત્રણુ હાંડી, ચારે ખુણે સળગી ચારે.
વચે ઝાડ દીવાલગીરી ફરતી, તકતાની શોભે હારે;
છત્રી જોઇ મારૂં દીલ હુરખ્યું,શીર પર તોરા હો રહીયાં.
અંબામાનું માનું, તખત દેખી–ચોક ૨

બની ઘટા ઘનઘોર દેરામાં, જેજે શબ્દ વરસી રહીંઆ;
સૌ સેવક તમારા તમારા દરશણકું તરસી રહીઆં,
બ્રાહ્મણ કરે ચંડી પાઠ વેદી વેદ ધુન સરસી રહીંઆ;
અંબામાને, માને હાથ ચક્ર ફરશી રહીઆ.

## ઝુલ.

ચાર સેવક છે તમારારે, વારા બાંધી કરે સેવા;
દુરગાશંકર જ્ઞાનીરે, ભાવે નીત ધરે મેવા,
મોતીરામ ને વીજીયાશંકરરે,શોભે છેલ છબીલા જેવા.

## રેકતો.

વારા બાંધી સઉ કરે આરતી, ભાવ ધરી તારા દાસે,
ભદ્રાશંકર ને છોટેલાલમા ચમર ઢાલે ઉભા પાસે;
નોબત ગગડે ઘડીઆળ વાજે, ભગ્તનકી પુરે આશે,
લાલુભાઇ ને હરીશંકર મા, તેરે ચરણુ દુધ ધો રહીઆ.
અંબામાનું, માનુ તખત દેખી–ચોક ૩

રંગ મંડપમેં રચી રચના, તાલ મ્રદંગ બાજી રહીયાં;
ઉડે રાગ રાગણી, રાગણી સારંગી ગાજી રહીયાં.
ઝરમર ઝરમર છુટે ફુવારા, ઇંદ્ર સભા લાજી રહીયાં;
માનુ દરબાર દેખી, દેખી સબ ખળ ખટ રાજી રહીયાં.

## ગુલ.

માની વાડી મારે, ચંપા કેવડા ખીલ્યા અપાર;
જુઈ જાઈ સેવટી નાફરવાનીરે, બટ મોગરા ગુલહજાર.
ગજવેલી ને ગલગોટારે, ગળે મોતી ચુડનો છે હાર.

## રેકતો.

સંવત ૧૯૨૭, માગસર સુદ ૧૫ બુધવારૂ;
મહારાજગીર ને ભુખણદાસ, મા ધ્યાન ધરે છે તમારૂં;
અમોચંદને વીજ્યાશંકર કહે, કામ કરો મા હમારૂં.
ચત્રભુજી ચિંતા દુર કરજો, દરશણુથી સુખ હો રહીઆં,
અંબામાનું માનું તખત દેખી–ચોક ૪

---

## છંદ ૩૮ મો.

( રાહ લંગડી )

રહીઆં રહીઆં શું કરે પ્રાણી ભર જુવાની તો હો ગઈયા,
આવી જગતમાં, જગતમાં મનખા અવતાર ખો ગઈયાં.
અંબા માતા ભગત તમારા આવી દરશણ કરી ગઈયાં,
અંગ ઉમંગથી ઉમંગથી ચરણે શીષ ધરી ગઈયાં.

અંતઃકરણે લાગી ચરણે અંબા નામ શમરી ગઈયાં,
પોત પોતીકા પોતીકા કારજ તો સરી ગઈયાં.
ભાવે કરી નહીં ભજ્યા માજીને મુખડું જે ન જોગઈયાં,
આવી જગતમાં. ચોક ૧

દૈત્ય દળ દળ્યું માએ ત્યારે સીંહ પર સ્વાર થઈને ગઈયાં,
રાખજો ધીરજ ધીરજ એમ દેવને કંઈ ને ગઈયાં.
ખપર ત્રીશુળ બરછી ભાલો બાણુ ભાઠા લઈને ગઈયાં,
એહી રણમાં૦ રણમાં દઈત્યો મરઈને ગઈયાં.
બની વીકરાલી ફરે મતબાલી ક્રોધે નેત્ર લાલ હોગઈયા;
આવી જગતમાં૦ ચોક ૨

લઈ ચોધારૂં ખડક માજી, રણમો તો ફરતી ગઈયાં૦
કરી કીલકારી, કીલકારી કરી ખપર ભરતી ગઈયાં૦
મધુપાન કરી ભક્ષ કરે મા દઈત્ય સેન હરતી ગઈયાં૦
ફરેમત બાળી બાળી દઈત્ય ચારા ચરતી ગઈયા૦
શુભ નિંશુભ મહીસાસુર માર્યો દેવના કારજ હો ગઈયાં૦
આવી જગતમાં ચોક૦ ૩

કંઈક પુરૂષ થઈ ગયાં પૃથ્વી પર૦ માજી ધુન લાગી ગઈયાં.
કરી પ્રસન માને૦ માને વરદાન તો માંગી ગઈયાં૦
ભક્ત મંડળી બેઠી ભગ્તીમાં, વીવાદથી આગી ગઈયાં૦
કંઈ આવે વીવાદી૦ વીવાદી આબરૂં ખોઈ ભગી ગઈયાં૦
**અમીચંદ** કહે હાથ જોડી તારી ભગ્તી મા હું મોહો ગઈયાં૦
આવી જગતમાં૦ ચોક ૪

## છંદ ૩૯ મો રક્ષણ કર્તા વિષેનો.

### રાહ લંગડી.

માતા માતા મૂળથી માતા, કુળદેવીમાં ઠામો ઠામ,
ગોત્રજ પૂજી, જુઓ ફોઈ પગે લગાડી પાડે નામ.
હવે ભળ્યો ગોત્રજમાં સૌ કહે, કુળ દેવી મા કરશે સ્હાય,
આશીશ દઈને, ગયા ગોર પૂજા કરાવી થયા વિદાય.
માતપિતા ગોર સાથે રહીને, ગોત્રજ પુજી લગાડે પાય,
તે આધારે, ચાલ્યો હું માયા રૂપ છે એ અંમાય.
પાંચ વર્ષે નિશાળે મૂકયો, ગુરૂ દ્વારમે કરી સલામ,
ગોત્રજ પૂજી, જુઓ ફોઈ પગે લગાડી પાડે નામ. ચોક ૧
ગુરૂ બોલાવી પાસે બેસાડે, કરો ભાઈ શારદા પુજન,
મંત્ર ભણીને, આશીશ દે સદા શારદા રહો પ્રસન્ન.
માતા સરસ્વતી પ્રસન્ન થાય ત્યારે, તે નર થાય છે ત્રિલોચન,
બને જ્ઞાની, વાંચી પુસ્તક તપાસે છ દર્શન.
વેદ ભણે શાસ્ત્ર ભણે, પછી પંડિત થઇ ફરે ગામે ગામ,
ગોત્રજ પુજી, જુઓ ફોઈ પગે લગાડી પાડે નામ. ચોક ૨
મૂળ તો ધુળમાં દટાઈ ગયા, જુઓ ડાળ પાંતરે વળગ્યા ફુલ,
તે જોઈ સર્વે ખુશી થાય કેવી શોભા બની અનમૂલ.
ડાળ પાંતરે પાણી સીંચે, ફળ પ્રાપ્ત ન થાય બીલકુલ,
મૂળમાં સીંચે, થાય ફળ જુઓ કેવો આ મોટી ભૂલ.
મૂળ તો માતા ઈચ્છા શક્તિ, એક થકી થયા અનેક નામ,

ગોત્રજ પૂજી જુઓ કોઈ પગે લગાડી પાડે નામ. ચોક ૩
એક સરસ્વતી પ્રસન્ન હોય તો, મૂલકો પર થાય તેનું નામ,
અભ્યાસ કરેથી, ઓળખે પંડિત કહી સૌ નમે તમામ.
મારે મૂળથી માતા માતા માતા થકી થયું મારૂં કામ,
સંસાર સુખ લઈ, થયો તૈયાર માગું હવે મોક્ષ ધામ.
**અમોચંદ** કહે આકીન રાખો, એક નામથી હોય આરામ,
ગોત્રજ પૂજી, જુઓ કોઇ પગે લગાડી પાડે નામ. ચોક ૪

---

## છંદ ૪૦ મો.

મોટી અંબા માતાનો છંદ લંગડી રાહ.

હુકમ થયો માતાનો એકદમ, આવો ભક્તજંન દરસંને;
આરાસુરમાં, તખતપર બેઠી અંબા થઇ પરશને.
સંવત ૧૯૫૯ આશો વદ ચોથને શનીવારે,
ચાર વાગતે અમીચંદ ભગ્ત મંડળી થઈ તૈયારે.
વીજીઆશંકર હતા હરકીશન શીવલાલ નાથુભાઈ જ્યારે,
વીજભુખણુદાસ, આણુંદમાં ઘેલાભાઈ સંગ પધારે.
ડાહ્યાભાઈ અગાડી ગય તંન મંનથી કરવા દરસંને,
આરાસુરમાં તખતપર બેઠી અંબા થઈ પરસંને. ચોક ૧
ચાર વાગતે બેઠા ગાડીમાં, બીજે દહાડે હતો રવીવાર,
ઉતર્યા ખરેડી, સવારે હતા મજુર ઘોડા તૈયાર;
કોઈ ઘોડે કોઈ પગે ચાલે છે, એક માનો રાખી આધાર,

ચાલે રસ્તે, આવે નદી ઘણી સૌ ઉતરે પાર.
ભાથું છોડી ખાવા બેસે સૌ તંન મંન એક થઈ ભગ્તને,
આરાસુરમાં તખતપર બેઠી અંબા થઇ પરસને. ચોક ૨
સમી સંજ્યાએ પહોંચ્યા આરાસુર,મુડકુ આપી ગયા.માને ધામ,
અંગ ઉમંગથી, કરી દરસન માને સૌ કરે સલામ;
ધન ભાગ્ય મા આજે અમારૂ, જપતા હુતા તમારૂ નામ,
કીરપા કરી તો, કરી દરશંન થયું આતમાનું કામ;
ત્રણુ રાત રહ્યા આરાસુરમાં સમે સમાના થયા દરસને,
આરાસુરમાં. ચોક ૩
સુખ સાતઃથી કરી જાત્રા માન સરોવર સુંદર નીર,
અસ્નાન કરે સૌ, બોલે અંબે અંબે થાય સુદ્ધ શરીર;
કોઈ કોટેશ્વર, જાય કુંભારીઆ ગબર ઉપર રાખી ધીર,
કાન ધરી સૌ, સાંભળે જુલે હીચકે ગુણુ ગંભીર.
મહારાણા ત્યાં હુતા દાંતાના, કુંવેર બેઠાતા ત્રણે;
આરાસુરમાં તખતપર ચોક ૪
ગરબા ગવાએ ભવાઈ થાયે, છંદ ગાતા કોઈ ભક્તજંન,
હાથ જોડી કહે, માજી સદા રહેજો અંમ પર પરસંન;
સંસારી સુખ પુરણુ આપ્યા કીરપા કરી દીધાં દરસંન,
અમીચંદ કહે, ભગતપર માજી રહેજો સદા પરસંન.
દરસંન કરી સૌ ઘેર આવ્યા પોત પોતાને ભોવને,
આરાસુરમાં. ચોક ૫

## છંદ ૪૧ મો.

### શીવ શક્તિ નીંદા કરે તે વિષેનો.

કોને વખાણું કોને વખોડું માતા શક્તિ બાપ ભોળાનાથ,
રણુ સંબંધે, મલ્યા ભાઈ ચાલો કરો સ્વદેશનો સાથ;
કથની કરે નહિ કારજ થાએ કામ કરે કામ નીથી જાએ,
હુળવે હુળવે; ચાલતાં દુર પંથ હોય તોએ કપાય;
હીંમત રાખી થાઓ સંગાથી સરલ પંથજો લાગે કદાએ,
એક નામનો, મારે તો બાલપણુથી છે અંબાએ;
મુળ એક નામ જુદા જુદા છે; અજબ માયામાં રચ્યો ઠાઠ.

રણુ સંબંધે. ચોક ૧ લો.

ભગલીંગથી ઉત્પત્તિ દેહુની; સોહુંમ શ્વાસો શ્વાસ ચલે.
માત પીતાથી, થાએ ઉત્પત્તિ એકથી નહિ વળે;
નથી દ્રષ્ટીએ જોઈ જે વસ્તુ તર્ક બાંધી બોલે અટકળે,
કરતા પુરૂષ તો, કરી રેહે ન્યારા, વળી સઘળામાં ભળે;
અમતમમાં નહિ જુદા જાણુવા, સર્વે દોરી માલિકને હાથ.

રણુ સંબંધે. ચોક ૨ જો.

આદિઅંત જાણી શું કરવું, ક્ષણુભંગુર દેહ પડવાની;
કુથલી કરે કંઈ, વળે નહિ પડી ટેવ બડબડવાની.
માને વખોડે પીતા દુભાશે. પીતા વખોડે મા લડવાની;
કોઇને દુભો નહિ. કરો ઉદ્યમ શિખર ગઢ ચડવાની,

ભજન કરેથી ભવ જળ તરશે, માલિક આવી ઝટ ઝાલે હાથ;
રણુ સંબંધે. ચોક ૩ જો.

શૂન્ય શિખરગઢ કઠણુ ચઢવું, એ મારગ છે ઘણો કઠણુ;
ખોળતા ખોવાયાં, જડયો નહિ પાર મુઆ કાંઈ કરી મથન,
હીલમીલ બેસો સુણો સુણાવો, એક માલિકનુ કરો રટણુ;
તરો તરાવો, ગાઓ છંદ હળી મળી બેસો ભગતન.
અમીચંદ કહે મારે શિર તો સદા રહે અંબાનો હાથ,
રણુ સંબંધે. ચોક ૪ થો.



## છંદ ૪૨ મો.

રાહ લંગડી.

સબ રૂઠે તો રૂઠે અંબામાં તુમ રૂઠે સંતાપ હુવા.
વમળ વસીના વસીના દેરા જલ બલ ખાખ હુવા.
વમળવસી નામે એક શ્રાવક બાપ મુવે બેજાર હુવા,
તેની માડી પરઘેર, પરઘેર ભરે પાણીના ચાર હુવા.
પાંચ વર્ષનો વમળ બાળેક દુઃખીઆ અપરમ પાર હુવા,
મોસાળ જઈ વસીઆ, વસીઆ નીર્ધનીઆ નોધાર હુવા.
જઈ નીશાળે ભણ્યો નહી કંઈ પેલા જનમના પાપ હુવા,
વમળ વસીના-ચોક ૧

મામા ઘેર જઇ ભાણેજ વસીઆ, ગાએ ચારી ગોવાળ હુવા,
વમળ વસીના, વસીના માજી એવા હાલ હુવા.
એક સમે ગુરૂ ચરણે લાગો ગોર કેહે શ્રાવક બાળ હુવા,
તમે સુણો વમળજી, વમળજી કરજો ધરમ તમે નહાલ હુવા.
વમળ કહે કહેશો તે કરશું ગુરૂ તમે માબાપ હુવા.

વમળ વસીના—ચોક ૨

આરાસુરમાં અંબા માતા વમળ પર પરશન હુવા,
માની ગાએ ચરાવી, ચરાવી વમળ તો તનમન હુવા.
સઉસઉની તો ગાયો સોંપી વમળ વીચારે મંન હુવા,
આ ગાએજ કોની, કોની કહી અંબા ભુવન હુવા.
ગોવાળ જાણી કરી કરૂણા દરશણ આપો આપ હુવા,

વમળવસીના—ચોક ૩

અંબા માતા જગ્ત જનુની તું જુગજુગ દાતાર હુવા,
વમળ વસીકું, વસીકુ દોલત અપરમપાર હુવા.
ગુરૂ કહે બંધાવો દહેરા માજીકા આધાર હુવા,
જઈ કહ્યું માજીને, માજીને રતાવાઈ તૈયાર હુવા.
દેરાં બાંધી કોણુ પ્રતાપ પુછયું, વમળ કેહે ગુરૂ પ્રતાપ હુવા,

વમળ વસીના. ચોક ૪

એકસોં આઠ તો દેરા બંધાવ્યા, આરસ પહાણુ ચમકાર હુવા,
ગુરૂ પ્રતાપ સુણી, સુણી માને ક્રોધ અપાર હુવા.
નાસ વમળ કહી છુટી જવાળા, દેરા પ્રલેકાર હુવા,

મા પ્રતાપે કહીને કહીને નાઠો વમળ હાહાકાર હુવા.
ભુલ્યો માજી મને માફ કરો એ દેરા માજી પ્રતાપ હુવા,
વમળ વસીના. ચોક ૫:
ગદગદ કંઠે કરે વીનંતી હુવે માજી મને ભાન હુવા,
દુઃખીઆરો જાણી, જાણી તમ થકી આશાન હુવા.
મા પ્રતાપે પાંચ દેરા રાઈખાં ગરીબ નવાજ મેરબાન હુવા.
માહારાજગીરકું, ગીરકું માજી તુમારા ધ્યાન હુવા,
અમીચંદ કેહે છંદ હરફ કડી બંધ માજી પ્રતાપ હુવા.
વમળ વસીના. ચોક ૬



## છંદ ૪૩ મો.

## કાળી, અંબા, એક રૂપ વિષે.

રાહ લંગડી.

કાળી અંબા એક રૂપ, નહીં અંતર કોઈ રાખો મનમાં,
ચાર જુગમાં, જુગમાં રમી રહી અપને તનમાં.
સતયુગમાં તુળજા ભવાની ત્રેતા જાનકી જનક ઘરે,
રાવણુ રોળી બાળી લંકા રામની દુવાઇ ફરે.
એકલક્ષ પુત્ર સવા લક્ષ નારી કુંભકરણુ ઘરણી ધરે,
એક પલકમાં બળીઆ ઇંદ્રજીત જોતામાં મરે.
કાળી ફરે કાળ રૂપે કોળીઓ ક્રોધે કરે માં મારે રણુમાં,
ચાર જુગમાં૦ ચોક ૧

દ્વાપુર દ્રૌપદી કહાવે પાંચ પાંડવ ઘેર હતી સતિ,
બોતેર દહાડે, ન્હાતા અગ્નિ કુંડ કરે બીજો પાંતે.
વારા ફરતી પાંચ પાંડવ ઘર જાય એ પાંચે સતિયા છે અતિ,
કૌરવ પાપી, દુર્યોધિન કરે સતિપર કુર મતિ.
સતિ ચીર ઉતારવા માંડયાં ક્રોધે જવાળા ઉઠી રહી તનમાં,
ચાર જુગમાં૦ ચોક ૨
શ્રાપ દઈ કહે દુર્યોધિનને ભીમ ગદા તારી જંઘા પર,
સાંભળી દુર્યોધિન, સતિ શ્રાપ સૂણી ધ્રુજ્યો થરથર.
અઢાર દહાડાનું યુદ્ધ થયું તેમાં ઘણા મહારથી સુવા રથ પર,
એ જોગ માયા, ફરતી ફરે સદા ખપ્પર ભરભર.
કૃષ્ણ રૂપે કાળી કહાવે, કાળી કૃષ્ણે રૂપ મધુવનમાં,
ચાર જુગમાં૦ ચોક ૩
કળીયુગમાં કાળકા ભવાની, કાળ રૂપ એ કંકાળી,
જન્મ વખતે, જનુની આવી કરે છે રખવાળી.
સંસાર સુખ સંસારના આપી, મારી થપ્પડ લે મતવાલી,
ભક્ત જનને, કરી સ્હાય સ્હેજે કરે મા રખવાળી.
**અમીચંદ** કહે છંદ ગાઇ હું સદા રહું છું પ્રસન્ન મા,
ચાર જુગમાં૦ ચોક ૪



## છંદ ૪૪ મો.

## માતા સર્વાંગે વસે છે તે વિષે છંદ.

### લંગડી રાહ ઉપરનો.

અઘોર ગતિ માજી છે તમારી, કોઇ જુવે છે સ્થળે સ્થળે;
હું દેખું મા, દેખુ મા સચરાચર મા પળે પળે.
તુંહી તુંહી મા સઘળે વ્યાપી, તારા વિના નહીં સૂનો ઠામ;
નહીં સમજે તે, સમજે તે શરિરમાં જુવે માનો ધામ.
ટચા આંગળી લલાટ બતાવે, મોટા ધામના લઈને નામ;
બાકી રહ્યા જે, રહ્યા જે તેમાં કહો કોણુ કરે આરામ.
ભ્રમણા ભાંગી થાઓ અનુરાગી, દ્રષ્ટિ ભરી જુઓ કળે કળે;
હું દેખુ મા. ચોક ૧

મોટા ધામના નામ બતાવો, સૂક્ષ્મને કોનો આધાર,
કેનાર પુરૂષને, પુરૂષને તે વાતનો કરવો વિચાર.
માના ધામના નામ બતાવો, હજી વસ્તુ શરિરમાં અપાર;
કોઈ ના દેખે, દેખે સઘળે રમે છે જગદાધાર.
બ્રહ્માંડ બનાવી પીંડમાં રહી છું, માની માયામાં ચળે ચળે;
હું દેખુ મા. ચોક ૨

તારો પાર ન જડે બ્રહ્માને, મહેશ માયામાં થયાં ગુલતાન;
કંઈક વખતે, વખતે વિષ્ણુ ધરે અંબાનું ધ્યાન.
ભીમ પાસે મંગાવ્યું કૃષ્ણે, દ્રૌપદી ભીમ કરતા અસ્નાન;

વરદાન માગી, માગી હું કહું તે માગો નિરવાણ.
એના ખપ્પરથી બચે નહીં, દ્રૌપદી બોલે તે ફળે ફળે;
હું દેખુ મા. ચોક ૩
પાંચ પાંડવ ને છઠ્ઠા નારાયણ, તે તો તારા ખપ્પરમાં નહીં,
એમ કહી બુડકી, બુડકી મારી નાઠા ભીમ પાણી મહીં,
નીકળી જવાળા દ્રૌપદી નેત્રે, પાણી ઉકળી ગયું તહીં;
એમ મમમાયા, મમ માયા કાળ રૂપ રમે ઘટ ને મહીં.
મારે જીવાડે પાળે મમમાયા, અમીચંદ કહે ભલે ભલે;
હું દેખુ મા. ચોક ૪

## છંદ ૪૫ મો.

આદ શક્તિ મંમ માયા અંબીકા તેરે ચરણે શીશ નમાવીંગે,
તેરે નામસે નામસે ભવસાગર તીરજાવીંગે.
લક્ષ ચોર્યાશી ફેરા ફરતા અબ મનષા અવતાર આએ,
તુમ ચેતોને પ્રાણી, પ્રાણી ભગતીસે મુકતી પાએ,
નવ માસ ઓધરમાં રખા મુજે પકડ જકડ કર બંધવાએ.
મેં કરી ત્રપસ્યા ત્રપસ્યા કરી બંદગી તેરા ગુણ ગાએ.

## રેકતો.

પ્રાણી ગદગદ કંઠે કરે વીનંતી અપારે. જીરે કરે અપારે,
કરીશ ધરમ ધ્યાન પુન્નદાન આપો અવતારે જીરે આપો અવતારે.
કરીશ તપજપ જીતી જાઉં જગત સંસારે. જીરે જગત સંસારે,
ઉંધે મસ્તકે ધ્યાન ધરી તેરે નામકી માળા જપાવીંગે તેરે
નામશે. નામશે ભવ ચોક ૧

એસી સુરતમેં જનમ્યો પ્રાણી, ખુલ બંધ દુનીઆમે આએ,
માત પીતા સૌ પીતા સૌ કુટુંબ કબીલા હરખાએ
તેરી માયાકી જાલ પડી સો કહ્યા બચન એ ભુલવાએ,
જનમ લીઆકે, લીઆકે ઉંઆ તુંતા બતલાએ.

રેકતો.

મારી બાળ અવસ્થા ગઈ રમત મોજારે. જીરે, રમતમોજારે
ફીર આઇ જુવાની દીલમાં કરૂં વીચારે. જીરે, કરૂ,
ચોરી ચાડી ચુગલી ધુંતી ભરૂ ભંડારે, જીરે ભરૂં,
પરનારી પરધંનકુ હરતા ઓ નર ગોથે ખાવીંગે.

તેરે નામસેં નામસે ભવ—ચોક ૨

ગઈ જુવાની આયા બુઢાપા થરથર ધુજને લાગ્યું શરીર,
નાક ગળે જહ, ગળે જહ નેનોમેંસે વહેતા નીર.
અંતકાળકી વખત હુઇ, પ્રાણી ઘભરાતે નહીં રહેતી ધીર,
જમડા આયા, આયા લીઆ જીવ પડયું રહ્યુ શરીર.

રેકતો

જમ જીવ લઇ જાતા માર મારગમા મારે, જીરે, મારગમે,
ધરમરાજ લેતે હાજરી કરે બીચારે, જીરે, કરે,
ફેરો લક્ષ ચોર્યાસી પીછા ધરો અવતારે જીરે, અવતારે,
જેસા પ્રાણી કરમ કરેગા એસી નસીએત પાવીંગે,

તેરે નામસે નામસે ભવ—ચોક ૩.

એસી હકીકત હોઈગી હમારી, મંમમાયા સુણુલો અરજી,
તુમજુગ જુગ દાતા, દાતાર ધ્યાન ધરૂ તેરા બહુચરજી,
મેતો તમારે દુવાર ખડા આજ સીદ્ધ કામ મેરા કરજી,
હુતો તમારી, તમારી કરૂ બંદગીમાં છઉ ગરજી,

રેકુતો.

મારા મનડા તણી બહુચર મા પુરજો આસે, જીરે પુરજો,
મા હાથ જોડી માગુછું તમારી પાસે, જીરે તમારી,
મા આખરી વખત નહીં નામત મારૂ દેવાસે, જીરે નહી
કરૂ આવી મારૂ કંઠ રૂંધસે અભુલ ગફલત ખાંવીગે
તેરે નામસે નામસે ભવસાગર—ચોક ૪
સંસાર રૂપી સમુદ્ર વેહેતા ઉસ્મે ડુબે કંઈ તપ ધ્યાની
તેરી માયા જાળમે, જાળમે પડે ગફલત કંઇ મુની ગ્યાનિ,
તારા નામ રૂપી મે હોડી બનાઈ પાર ઉતારો દયા આણી,
બુડેકું તરાવો, તરાવોમાં ભક્તન તારો જાણી

રેકતો.

માં હાથ જોડી કહું અરજી મારી સીકારો, જીરે મારી
હું ગાંડો ઘેલો પણ થયો ભગત તમારો, જીરે ભગત,
નથી કોઈ મારૂં હું નીધંનીઓ નોંધારો, જીરે નોંધારો,
અમીચંદ કહે છંદ બનાવી તેરે નામકી માળા જપાવીંગે,
તેરે નામસે ભવસાગર તીર જાવેંગે—ચોક ૫

## છંદ ૪૬ મો.

અંબે ગરીબ નીવાજ આજ તું મેરી મદત રેહેના ચઈએ,
સકળ સભામેં, સભામેં મુજે ગ્યાન દેના ચઇએ.
મેતો ખડા હજુર તુમારા મજુર સાહે કરના ચઇએ,
માજી હમારી, હમારી અરજ કાન ધરના ચઈએ.
મે કગરૂ કંગાળ તુમારા બાળ દુઃખ હરના ચઈએ,
આદભવાની, ભવાની હમકુ તેરા સરણા ચઇએ.
તુમતો માજી આવો હમકું બચાવો, સંભાળ લેના ચઇએ,
સકળ સભામેં, સભામેં મુજે ગ્યાન દેના ચઇએ. ચોક ૧
આવી તમારે ધામ જપુ મુખ નામ, ગુણગાના ચઈએ;
હમકુ માજી, માજી તેરા દરસણ પાના ચઇએ.
કોઈ કોઇને અનેક હમારે એક ટેકા આના ચઇએ,
માજી તુમારે, તુમારે મારી વારે ધાના ચઇએ.
સંકટ દુખમાં, કાપ તમે મા બાપ તમકુ કહેના ચઈએ,
સકળ સભામેં, સભામેં—ચોક ૨
માત તાતને ભ્રાત તમો છો, તેરા નામ સહાના ચઇએ,
ગુણ ગંભીરતું, ગંભીરતું તેરા મન માના ચઈએ.
નોધારો નીરધન તારૂ ફરજન દયા લાના ચઈએ,
મુજ બાળકપર, બાળકપર માજી તુમને ચાહાના ચઈએ.
મારૂં નથી મા કોઈ એકલો જોઈ મદત રહેના ચઇએ,
સકળ સભામેં, સભામેં મુજે ગ્યાન દેના ચઇએ—ચોક ૩

એ માયાકા સંસાર તેરા આધાર, જસ દેના ચઇએ,
તેરા દાસકું, દાસકું તેરે શરણુ રહેના ચઇએ.
ભીડ પડે ત્યાં આવી અમકું બચાવી ઝટ લેના ચઈએ,
માજી અમકું અમકું સબુદ્ધી દેના ચઇએ.
અમીચંદ કે છંદ બનાવી અંબે અંબે કેહના ચઈએ,
સકળ સભામેં, સભામેં મુજે ગ્યાન દેના ચઇએ—ચોક ૪

## છંદ ૪૭ મો લગડી સાદી.

તુંહી તુંહી એક આપ નિરંજન ફકત તેરા આધાર મુજે:॥
તેરે દાસકું ॥ ઊતારો ભવસાગરસે પાર મુજે;
ધુંડત ધુંડત બોત ફીરે નહિ રૂપરંગ દેખાયા મુજે;
જીદર ફીરૂવાં; દેખા નહીં પીતમ હમારા પાયા મુજે;
કહોજી અબ મે કીદર હું હું પકડ ઝકડ ગીરાયા મુજે:
ડાલી જગત મે; ફાંસી ગફલતમે અથડાયા મુજે;
દેશ અમારા દુર નહિ તુંમ દેશી બેઠે વિસાર મુજે;
તેરે દાસકુ ઊતારો ભવસાગરમેં ચોક. ૧
સાંન સીકલ ભુલ ગયે તુમારી, અબયાદ કછું ન આતી મુજે;
પડી અંધેરી, ગફલત માયા જાળ લપેટાતી મુજે,
તમતો અમારી મૈયા પડુ તેરે પૈયા કયું તરસાતી મુજે;
દુર નીકાલી; ફેરા લખ ચોયરાશી ખીલાતી મુજે;
ઇદર ઉદર આનાં ઓર જાના બોત દુઃખ સંસાર મુજે,
તેરે દાસકું: ॥ ઊતારો ભવસાગર સે ચોક ૨

ઓત પંથમે પ્રીર ફીર દેખા આતા નહિ વિશ્વાસ મુજે;
અબ મેં બેઠે, લગાઈ ધુંની મીલનકી આશ મુજે,
માળા જપાકે ધ્યાન લગા તેરે દર્શણુકી હે પ્યાસ મુજે;
ખોઈ ખુજાના; અબ તેં મત કરીઓ નિરાસ મુજે;
ધર્મધ્યાન તો કછું કીયા નહિ જાણી લો નાદાર મુજે,
તેરે દાસકુ તારો ભવસાગરસે ॥ ચોક. ૩
સચરાચર તુંહી તુંહી હે વ્યાપી અબતો જડી હે ભાળ મુજે,
તુજે ના છોડું, રખો દીલ દયા પીછાની બાળ મુજે,
તમતો સબી ઘટ ઘટમે રમતે, જનમ મરણુસે ટાળ મુજે,
દેખું ચસમસે, તેરી તસબીરકા દર્શણુ આલ મુજે;
અમીચંદ કહે હાથ જોડી પ્રીર આપશો ના અવતાર મુજે;
તેરે દાસકુ તારો ભવસાગરસે. ચોક. ૪

છંદ ૪૮ મો.

તુંમ તુંમ તુંમ તુંમ તુંમ તુંમ તુંમ તુંમ બ્રહ્મા વિષ્ણું રૂદ્રાણી
તુંમ તુંમ જળ થળ મેરૂ, મેરૂ ચૌદાટબક મેં જાણી તુંમ
નિર્ગુણુ તમે છો શિરગુણુ તમે છો માજી તમે,
નિરાકાર તુંમ. ઓહું સોહું તુંમ સોહું તુંમ રચી.
માયા સંસારે તુંમ. સ્વર્ગ મૃત્યુ પાતાળ તમે છો સુરજ,
નવલખ તારે તુંમ, ચંદ્રવાયુ તુંમ, વાયું તુંમ સઘળે.
શક્તિ આધારે તુંમ, જમ તમે છો વરૂણુ તમે છો,
ઇંદ્ર તમે ઇંદ્રાણી તુંમ; તુંમ જળસ્થળ મેરૂ. ચોક ૧

ગંગા તમે છો જમના તમે છો તીરથ વહેતાં તાપી,
તુંમ, તુંમ, નવસે નવાણું, નવાણું નદી વહેમાં આપી.
તુંમ, શેષ તમે છો સાગર તમોછો ખાબોચિયામાં વ્યાપી,
તુંમ, તુંમ બેઠે નિરાળી, નિરાળી શબ સૃષ્ટીને સ્થાપી,
તુંમ, તન તમેછો મન તમેછો શબ્દ તમે નિર્બાણી.

તુંમ, તુંમ જળ સ્થળ મેરૂ. ચોક ૨

સહુઅ નામે તું છે અંબિકા આરાસુર મતબાલી,
તુંમ, તુંહી તુળજા, તુળજા મહાલક્ષ્મી મહાકાળી તુમ;
નવદુર્ગા તું વાઘેશ્વરી તું ચંડી બહુચર બાલી તુંમ.
તુંહી હીંગળાજ, હીંગળાજ હરસિદ્ધ ચાચરવાળી,
તુંમ, શુંભનિશુંભ મહીસાસુર માર્યા દેવે ત્યાંરે વખાણી.

તુંમ, તુંમ જળસ્થળ મેરૂ. ચોક ૩

અંત્રિક્ષ તું અંબા અલબેલી સર્વ દૈત સંહારણ તુંમ,
સર્વ દેવના, દેવના દુઃખ હરી દૈત મારણ તુંમ.
હાથ જોડી કહે સેવક તમારો, કરો સંકટ દુઃખ નિવારણ તુંમ,
તુંહી જનુંની, જનુની સબ સૃષ્ટીને તારણ તુંમ.
**અમીચંદ** કહે આવી કંઠપર બોલો મધુરી વાણી તુંમ,

તુંમ જળસ્થળ મેરૂ. ચોક ૪

---

## છંદ ૪૯ મો.

તુંમ તુંમ તુંમ તુંમ તુંમ તો અંમમાં, અંમ સત ગુરૂ
સંગ કરતે અંમ;
અંમ સતગુરૂ સંગમાં, સંગમા માજી નામ સમરતે અંમ,
તમતો સૃષ્ટિ રચી રહ્યામાં અંમ બ્રહ્માણ્ડમાં ભમતા અંમ.
તુંમ અખંડ નીરંજન, નીરંજન માયા ભેદમાં રમતાં અંમ,
તમતો પુજનીક બેઠે સીંગાસન, અંમ પુજી શીર નમતા અંમ.
તુંમ અખંડ જમેલા; જમેલા અંમ ભુયખા નીત્ય જમતા અંમ,
તમતો અમર અખંડ અખંડા, અમતો પલકમે મરતા અંમ.
અંમ સતગુરૂ સંગમાં. ચોક ૧
તુંમતો રકાર મકાર મહામાયા મોક્ષપદને ચાતા અંમ,
તમ સાગર અંમ લહેરા, લહેરા સાગર માંહી શંમજાતા અંમ;
હું છોડી તું આપે આપમામાજી માજી મુખ ગાતા અંમ,
તુંમ સોહંશાસા; સાસા અહોંમ માહે સમાતા અંમ.
એકવીસ હુજાર છસેં ઝાપ જપાતા તુંહી તુંહી તુંહી મા કરતે અંમ,
અંમ સતગુરૂ સંગમાં. ચોક ૨
મોજ મજા સંસારની છોડી રમતા આણુંદમાં રહેતા અંમ,
અંમ તમ જાણી,
જાણી માજી માજી મુખ કહેતા અંમ,
અંમ તમને ઓળખ્યા માજી આપ આપ મેં ચેતા અંમ,
અમ હુતા અજાણ્યા, અજાણ્યા પંચમાં ભુત કહેલાતા અંમ,

તત્વ તેજમા તેજ મીલાવું બ્રહ્માણુ ભાંગી ધ્યાન ધરતે અંમ.
અંમ સતગુરૂ સંગમાં ચોક ૩

તુંમ તુમ તુંમ તુંમ અમ તો કેતા,
અમ તમથી નહિ જુદા અંમ; જો જુદા જાણું તો,
જાણુતો પાછા સંસારમાં બુડા અંમ,
અખંડ બ્રહ્માંડમાં તમતો રહેતા પીંડ બ્રહ્માંડથી ઉડા અંમ,
અમ મીલા તમમાં તંમમા મીલા અંમ ઉવા રૂડા અંમ;
અંમ તમમા મીલા અમીચંદ સદા આણુંદમાં ફરતે અંમ,
અંમ સતગુરૂ સંગ. ચોક ૪ થો

---

## છંદ ૫૦

(ત્રણ કાફીઆની લંગડી)

કલ્યાણુકારી જકતાધારી માતું હુમારી કર પ્રતીપાળ.
તુંતો દયાળી; ક્ષમા કરી પાછી પુત્રની લો સંભાળ.
મતલબ કરી નહી મનમાં ડરી પસ્તાયો ફરી કહો
કરવું કેમ ॥
માયા ફસાવે, બોલાવી જુઠું વળી મુકાવે નેમ ॥
કઠણુ કળી ચુકાવે વળી, માયામાં ભળી જીવ જાએ તેમ.
તુંતો બચાવે, જાણીને પુત્ર આણીને મનમાં રહેમ,

### ઝુલા.

ગુનેગાર નુગરા હુમે નફટ છઈએ નાદાનજી ॥
પામર પ્રાણી અજ્ઞાન જાણી તે પર રાખો ધ્યાનજી;

નીમીત મુકી સંસારમાં લખીત કીધું પ્રમાણુજી;
વહેવાર રૂપે વરતવું ગુરૂની માનવી સાનજી.

## ગજલ.

ગુરૂ કહે કરો ભકિત રાખી આણી મનમાં ટેક ॥
ત્રીગુણુ માયા આદ્યશક્તિ બ્રહ્મ રૂપ એક ॥
જળ ભરી કુંભ મુકો એકઠા અનેક ॥
પડે પ્રતીબીંબ સરખો સુર્યનો વિવેક ॥
ભુલાના ભટકો ગુરૂનો ફટકો લગાવે ચટકો મુર્ખ
બાળ, તુંતો દયાળી;
ક્ષમા કરી પાછી પુત્રની લો સંભાળ. ચોક ૧
જકત્ત પતી શું કહું અતિ ભગવતી કરૂં મા
તારૂં રટણુ ભવજલ સાગરઃ ॥
ઉતરવું પાર વિકટ છે ઘણું કઠણુ ॥
ગંદી કાયા ફસાવે માયા કાંઇ ભુલે ડાહ્યા બહુ કરી મથન,
અલ્પ મતી હું ॥
મુર્ખને પુત્ર જાણી મા કરો જતનઃ ॥

## ઝુલ.

અજ્ઞાની અભણુ હું ન જાણું શાસ્ત્ર ભેદજી ॥
જ્ઞાનીને અજ્ઞાન કરી રાખે મનમાં ખેદજી ॥
સાચા ગુરૂ સંસકાર વિના ન સમજે ચારે વેદજી ॥
ચેદ વિના નહી ભેદ સમજે બાંકી વાત લખેદજી ॥

## ગજલ.

તર્ક શકિત બાંધી સાંધી જોડી બોલે છંદ ॥
મરમ ભેદ જાણે નહિતો જાણુવા પાખંડ ॥
ભીતર ભીંજી સમજે તો પીંડે સો બ્રહ્મ ॥
મુર્ખ હુંઢી હુંઢી મરે જમ દેવે દંદ ॥
ગુરૂની સંગે, બેઠા ઉમંગે લગાવી રંગે કુમતી ટાળ ॥
તું તો દયાળી. ચોક ૨ જો
અજર પ્યાલા પી મતબાલા ખુલ ગયે તાલા,
પડે પ્રકાશ ॥
પીંડ બ્રહ્માંડમાં, જોયાતો સર્વાંગે શકિતનો વાસ ॥
તારી છાયામાં ફરૂં માયામાં છંદ ગાયા માં
તમારી પાસ ॥
નીરખે પત થઈ ॥ ઉડી રહી ખીલી કળી
ચંપાની બાસ ॥

## ઝુલ.

ભમર ભોગી બાસના છંદ ભોગી ભક્ત જંનજી,
સંકટ સહી બેસી રહી માજીમાં રાખી મંનજી,
ભાવે ભજી કામ ક્રોધ તજી માજી કરવા પ્રસન્નજી ॥
ચંદીપાઠના છંદ ગાંઉં નવરાતરમાં ચાર દીનજી॥

## ગજલ.

ભાવી ભક્ત જાણી આણી દયા દીલ ધરો ॥
અપરાધ ગુનો માફ કરી સંકટ હરો ॥

કાયા કષ્ટ કાપી સુખ આપો દુઃખ ઝરો ઃા
મુરખ ઉપર મેહેર લાવીમા દયા કરો ઃા
જુવો વિચારીદુઃખછે ભારી આશા હમારી કરેછેકાળ ઃા
તું તો દયાળીઃા ચોક ૩
અરજી શીકારી ખપરધારી માતું હમારી આવી મદત,
અંત વખતે, બચાવી લીધો આવી અંબા તેં ઝટઃા
ભક્તિ કરે નહિ મનમાંડરે ધ્યાન ધરેઅંબાનું હર વખત,
વિપત પડે તોઃા
આવીને મદત કરી મા રાખે પત.

## ઝુલ

આકીન એક રાખી રહે ન ભટકે ઠામો ઠામજી ઃા
બ્રહ્મણુ ભાંગે મન તણુ તો થાયે સિદ્ધકામજી ઃા
મુલ વસ્તુ મોઘી ઘણી નહિ મળે ખરચે દામજી,
સત ગુરૂ સમા ગમ વિના ન થાએ કદુ આરામજી.

## ગજલ

ઓગણીસસેં છવીસ સાલથી માં મેં ભક્તિ કરી;
અજી ભાવ મનમાં હું બેસું ધ્યાન ધરી ઃા
સોતા વકત્તા જંનના લો દુઃખ મા હરી.
પ્રેમ ભક્તિ કરી જાવું ભવ સાગર તરી ઃા
વરસ કઠણુ મારૂં ગયુ પંચાવન કહે છે અમીચંદ
અંબાના લાલ ઃા
તુંતો દયાળી ઃા ચોક ૪

## છંદ ૫૧ મો. રાહ ઉપરનો.

ખપર વાળી તુંમત બાળી ભદ્રકાળી અંબા ભણુ,
આદ્ય ઈશ્વરી; માગું હું તારી ભક્તિમાં રહું રણું;
તારી ગતી મા સૌથી અતિ ભગવતી ભજેથી સૌ દુઃખ જાય;
તારૂં નામ તો ઃ।। જગતમાં દુઃખ ભંજન માતું કહેવાય.
દૈતાને મારી દેવ ઉગારી કહું વારંવારી તારી કૃપાય,
પડે કામતો; આવે તું એક પલકમા કરે તું સાહ્યઃ।।

### ઝુલ.

સર્વ દેવ સમરણ કરે પડે વીપત જ્યારે શીરજી,
જગ્ત વંદન મા ઇશ્વરી આવીને આપે ધીરજી;
નરસીંહ રૂપે નરસીંહ શક્તિ નખ વડે લાખ્યા ચીરજી,
હરણા કસબને માર્યો પ્રેહલાદને આપી ધીરજી ઃ।।

### ગજલ.

અનેક રૂપ કીધા લીધા દૈતોના મા પ્રાણ;
ચંડમુંડ મારી માયરો સુંભને મસ્તાન.
પુષ્પ વષ્ટિ કરે દેવ ગ્રાંધ્રવ કરે ગ્યાન.
કામ પડે સંભારજો કહી થયા અંતર ધ્યાન;
આવશો ફરી અવતાર ધરી ઇશ્વરી દૈત બહુ થશે હજું ઃ।।

એવી કલ્યાણી તુંને વખાણી નથી અજાણી જગમાં જાહેર,
આધબળવાની અખંડ તું અગમ અગોચર સબળે શરીર;
મુનીનું રક્ષણ અસુરનું ભક્ષણ કરી તતક્ષણ આપે તું ધીર;
ઉભી હીમાચલઃ ।। આણુંદમાં સદા રહો મા ગુણ ગંભીર.

## ગુલ.

અજીત માયા તમ તણી ન જડે કોઇને પારજી;
બ્રહ્મા સરખા ભુલી ગયા ને ભુઈલા દેવ મોરારજીઃ।।
મોહીણી રૂપમાં મોહી ગયા જોઈ ભીલડી શીવ નિરધારજી।।
તપસી કંઈ લપસી ગયા તમે જોયા સોના સારજીઃ।।

## ગજલ.

મનમાં સમજો તમે અમે બુદ્ધીને આધીનઃ ।।
જેવી બુદ્ધિ આપો તેવા તેમાં રહે છે ચીન્હઃ
નીમીતરૂપે ફરીએ હરીએ અમે રાત દીનઃ
લગામ તારે હાથ બેઠી ઘોડે લાખી જીન,
ખેંચી ખેંચાયે તું મારી માયે કરે તેં થાયે બેઠી હજુંઃ।।

આધ ઈશ્વરી. ચોક. ૨

દુઃખ ભંજન મા તું છે નિરંજન કરૂં હું વદંન ઘડી ઘડી; ખલખત સારી; આવી મા તમને કહે છે. પાયે પડી આવે દુઃખી તે થાયે સુખી નહિ રહે ભુખી તારે નામે કહી; જગત જનુનીઃ।। ભગતને કાજે આવે મા સીંહે ચઢીઃ।।

## ઝુલણા.

અનેક દૈતને માર્યા નામ ધર્યું બૌચર માતજી
નારીનો તે નર કયરો સઘળે છે પ્રખ્યાતજી.
આંખ આપી મા અંધને ધંન આપ્યું નીરધન જાતજી,
કાળકા અંબા એક છે. નવચંડી બૌચર માતજી;॥

## ગઝલ.

માનું ધરી ધ્યાન કરૂં ભક્તિ ભાવે એમ,
કેમ વિસારી આઘા બેસો આવો રાખી રહેમ;
મારૂં નથી કોઇ જોઈ વારે ચઢો જેમ,
સીંહે બેસી વહેલા આવો જેમ અવાય તેમ;
સંકટ સહીએ બેસી મા રહીએ કહો કોને કહીએ
પ્રાણ તજુઃ॥ આધ ઇશ્વરી ॥ ચોક ૩
કરતા કરમ ન જાણે મરંમ મુકીદે સરમ કુલની મરજાદ
પાપી પ્રાણી, બોલે જુઠું કરે મીથ્યા વિખવાદ;
દુઃખ પડે બેસીને રૅડે મન સાથે લડે તારો છે બગાડ,
ભજમન માજી; થશે દુખ દુર કરો અંબાને યાદઃ॥

## ઝુલણા.

મન સમજી સમરણ કરે ધરે અંબા કેરૂં ધ્યાનજી;
અણ સમજણ અજ્ઞાનથી રહ્યા માયામાં મસ્તાનજી;
પડયું દુઃખ પીંડ ઉપરે ભુલી ગયો સઘળું ભાનજી;
ધરી ધ્યાન તારૂં રહ્યા તારે નામે છે કલ્યાણજી.

### ગજલ.

દયાળુ દયા લાવી આવી ફીરપા મા કરો.
આધાર મારે એક તારા નામનો ખરો;
સેવક જાણી આણી દયા દુઃખમાં જરો;
કહે છે અમીચંદ માજી તારો આસરો;
રાખો ટેક મારે માજી એક નથી અનેક મે [illegible]
હજુ આદ્ય ઈશ્વરી ચોક. ૪.

---

### છંદ પર મો.

### ત્રણ કારીઆની લંગડી.

સમજ શાણા મન તું દિવાના, હજી ન જાણ્યા. માજી દ્વાર;
જગકર્તાને, ભૂલે કેમ હજી સ્મરતું કરી વિચાર. ભૂલી.
ગયો, ગર્ભમાં રહ્યા, સંકટ સહ્યો, નવમાસ લગી,
કોઈ નહીં તારૂં, માલિક એક આદ્ય ઇશ્વરી તારી સગી.
બુરી ગતિ, ગર્ભમાં હતી. તપ કરી અતિ નહીં જરા ડગી;
કોલ કરી તું, આવ્યો બહાર અકલ તારી ગઈ ભગી.

### ઝુલ.

અલ્પ જીવ અજ્ઞાન તું, આવ્યો પતાવવા દેનજી. તેનો કર
વિચાર તું, કેમ પડે તમને ચેનજી.
મસ્તપણામાં મ્હાલતા. જશે દિવસ પડસે રેનજી, શંશાર
સુખ સ્વપ્નુ ગણો. પસ્તાશો આવશે ટેનજી.

ગજલ.

તે માટે સમજી હજી તમે અંબા ધ્યાન ધરો, ભક્તિ
કરે મુક્તિ મળે ભવજળ તરો.
જીવતા જશ માજી નામે સુખે પેટ ભરો. જગ્ત. સ્થાપી
ઘટમાં વ્યાપી સઘળે મા ફરો.
કેવી દયાળી. થઈ મા વાલી, પયપાન આલી કર્યો
ઉપકાર; જગકર્તાને—ચોક ૧
અરજ કરી ધ્યાન ધરી કહું, બેચરી અંબામા કરજો સ્હાય;
જન્મ આપી તે, છોડાવ્યો ગર્ભવાસથી કરી દયાય.
રંક પશુ, માયામાં ફસું. નહીં સમજું કશું, ઓ મારી અંબાય.
તારો આસરો, આવીને સંકટ પડે ત્યાં કરજો સ્હાય.

ઝુલણ.

કાયા કષ્ટ દુર કરી કરો પોષણ અમારૂં માતજી, માયા
તારી કારમી કરી વસ્તુ અપાર જાતજી;
ભ્રમણામાં ભૂલી ગયો કરી ગર્ભે હતી વાતજી, આશતારા
નામની તમે છો માતને તાતજી.

ગઝલ.

અપરાધી પાપી પુરો હું તો કેવળ અજ્ઞાન, મૂર્ખ મૂઢ
મતિ નથી મારામાં કંઈ ભાન.
એળે ગયો મનખો મારો હું ઘણો નાદાન, પુત્ર ઉપર
મ્હેર કરી આપો મને ભાન.

આપો ભાન, હું ધરૂં ધ્યાન, માનું આશાન, ભજું
વારંવાર, જગકર્તાને—ચોક ૨
ધ્યાન ધરી કહું ફરી ફરી, મા મ્હેર કરી મારૂં કામ કરો,
બુદ્ધિ બળ દો, આપી જ્ઞાન હાથ મારે શિરે ધરો;
ગુરૂ તમે માન્યા છે અમે, મા આવે સમયે આવી,
જ્ઞાન ભરો. ગુણ સાગર તું સૂક્ષ્મ રૂપે સમાઈ સઘળે ફરો.

ઝુલ.

અનેક નામે એક તું, બેસી રહે આસનજી,
જલસ્થલ મેરૂ પવન રૂપે સમાઈ રહે તનમનજી.
અદ્ભૂત લીલા તમતણી,મા થઇ અમપર પ્રસન્નજી,
મેહેર કરી માતુશ્વરી મા આપોને દર્શનજી.

ગઝલ.

લ્હેરી અંબા મ્હેર કરી ભક્ત તો જાણી,
તન મન ધન આપે મા દયા આણી.
પુત્ર કરી પાસ રાખે, માની મહેરબાની,
ધ્યાન ધરી જ્ઞાન કથો ભજો ભવાની.
સંગત ભલે સારાની મળે, ગુરૂ કરે વળે ઉતરે પાર.
જગ કર્તાને. ચોક. ૩

ગુરૂ શોધ, જઈ લીધો બોધ, છોડી ક્રોધગુરૂ કહ્યું કરે,
પ્રસન્ન થઇ કહે, આપી બોધ ગુરૂ હાથ શિર પરે ધરે.
પ્રેમ રસપાઈ ધુન લગાઈ મંત્ર બતાઈ આસન પરે, સો
હંમ સાંધો, જપો જાપ અજપાના ભવજલ તરે,

## ઝુલણા.

માયા માયા સૌ કરે, માયા બે પ્રકારજી,
અસુરી માયા કારમી ખવડાવે આખર મારજી.
દૈવ માયા દાતાર છે ઉતારે શવુને પારજી,
તે માટે પ્રાણી તમે કરજો મન વિચારજી,

## ગઝલ.

માયા રાખી માજી સાથે જાણી એક રૂપ,
ગુણ ગાયા છંદ કર્યા દર્શન અનુપ.
જગત્ સ્થાપી જનુની તું છે નિરંજન
રૂપ. સચરાચરમાં વાસ તારો સઘળે સ્વરૂપ
ખોળતા ખોવાયે કોઈને ન પાયે,
અમીચંદ ગાયે માને આધાર;
જગ કર્તાને ચોક ૪

---

## છંદ ૫૩ મો.

### ઝડપી લંગડી રાહ.

વારે વારે વારૂ મનતુ માન કહ્યું મારૂ.
આ છે ભવ તરવાનું બારૂં.
પસ્તાસો ફરી, ગુરૂ શરણુ રહી, જપો જાપ આદ્ય
અંબાનું ધ્યાન ધરી

જીવતું જોની જાગી જોગી ભોગી તપસી ત્યાગી.
ગયા રાગીને વૈરાગી
છોડી માયા, એક પલક મા. હો ગઇ ખાખ પડી કંચન કાયા
મુરખ માને મારૂ અંત કાળે નહિ તારૂ
લાગે પામરને પ્યારૂં સંસાર આયા ફોકટ ફેરા,
ફર્યો તું લક્ષ ચોરાશી ભટકાયા

**ગઝલ.**

મનસા દેહુ. ભોગો મૂલ, તેને કેમ કરે ધુળ. માયા
કાયા કારમી. કુલાઇ ફરે કુલ. કુલાઈ ફરે કુલ કુલાઈફરે
કુલ ભમર ભોગી બાસ લેતા બીડાય કમળ કુલ.

**ઝુલ.**

સંસાર સુખ સ્વપનું ગણે, અજ્ઞાની જાને સારજી.
સુતવીત દારા મુકી જવું, કંઈ કરને મન વિચારજી,
તું તો સમજી લે વિચારી, હું તો કહું છું વારંમવારી.
તારા મનમાં તું ધારી.હવે બેસ થરી. ગુરૂસરણુ રહી.ચોક૧
ભમરો કમળમાં ઘેરાઈ પછી રહયો પસ્તાઈ જીવડો
ગયો જુગ માંહી.
ફર્યો ચોઇશિશી રહયો ગરભમાં પડયો બહાર પડી
માયા ગફલત ફાંસી.
ભજતું માતાનું નામ કર આતમાનુ કામ મમતા મુકી
દે તમામ

થાય સુખ વાસી મટે ચોરાશી, સમજ મન નહિતો થાસે
તારી હાંસી.

**મઝલ.**

સાર માજી નામનો મેં દીઠો જગમાંય દુઃખ તળે
સુખ મળે ભજીલો અંબાએ, ભજીલો અંબાએ ભજીલો
અંબાએ સંસે મનનોકાડી લાખો સંસે જગને ખાય

**ઝુલ.**

કરતાનું કર્યું કો ન ઉઠાપે, પામે નહિ કોઇ પારજી
અનંત જુગ એમ વહી ગયા નહિ જડયો કોઇને સારજી,
સંસે મનનો તાળો પીઓ સતગુરૂનો પ્યાલો ઢાલ માજી
નામની ઝાળો. શીર ગુરૂ, કરી ગુરૂ શરણુ રહી ચોક ર
તું તો સમજ પામર પ્રાણી અનુભવ અંતર આણી,
સચી અંબા લો જાણી એ છે ત્રિપુરારી,
દુનીયા સારી ભજન બીન કંઇ નર ગયે મનખો હારી
જાયું તે તો જાસે, નામ રૂપ ગુણુનો નાસે,
. ( બીજા જાસે ચાલો વીચારી,
કોટી કલ્પથી છે જન્મ મરણુ અવતાર ધારી.

**ગઝલ.**

આ સ્વપ્ના જેવું સુખ, સાને શાચુરે માનો;
ફસાઇ ફંદમાં ફાંસી ખાઇને; મીથ્યા મત તાણો. મીથ્યા મત તાણો.
મીથ્યા મત તાણો. આદ્ય અંબાની ગહન ગતી કોઇએ ન જાણો.

## ઝુલ.

ફોકટ ફંદમાં ફસાઈ રહી. ફરે લક્ષ ચોરાશી મંહીજી
જ્ઞાન કહો ગુરૂ સંગ રહી. ઝટ મુક્તિ થાએ તંહીજી
દુઃખ સુખ સ્વપના માંહી થાય. જીવ ભ્રમણાથી ભોળવાયજી
જાગે જોતાં જુઠું થાય. પસ્તાસો ફરી. ગુરૂ સરણ રહી.
ચોક ૩

શરીર વાદળની છે છાયા નથી કોઈની અમર કાયા.
તજે દેવ સરખા ડાયા કંઈ ભોમી પડે. જુવો બળી સુત,
બાણાસુર કૃષ્ણજીની સાથે લડે ભલા ભીસ્મપિતા સુરા.
કર્યા પાંડવે જુધ પુરા. થયા અરજુનથી ચકચુરારથે
કૃષ્ણ ચડે. રાવણ રામે રોળી બાળી લંકા અજોધ્યા ખડે.

## ગઝલ.

ચેત મન ચેત માજી. ભજો ગુરૂ સંગ. મમતા ત્યાગી
થાઓ રાગી. રહો સદા ઉમંગ, રહો સદા ઉમંગ, રહો
સદા ઉમંગ. પડી કાયા તુટી દોરી ઉડ ચલા પતંગ.

## ઝુલ.

કાળ કેરી ઝાળ જબરી, દુકૃતી કરો ત્યાગજી. મમતા
મારો મન તણી, પડી કાયા જલાદે આગજી.
ગયા સાંભળી, શીવલાલભાઈ, અમીચંદ બોલે આંહી સામા
બેઠા અંબા માઈ, ભવ જશે તરી, ગુરૂ સરણ રહી. ચોક ૪

---

## છંદ ૫૪ મો.

### વારે વારે વારૂ. એ રાહ.

#### લંગડી.

સમરૂં શ્વાસો શ્વાસ, માજી પુરો મારી આશ,
મને તારો છે વિશ્વાસ, ભવજલ તારો. પાર ઉતારો.
કઠણ પંથ બીકટ મારગ, સૌથી ન્યારો;
માયાનુ મંડાણ, નથી રહેતું અમને ભાન.
ધરી જનમ્યો હતો ધ્યાન, તે ગયો ભુલી, મોજમઝામાં.
ગયો ફસાઈ રહ્યા હીચોળે ઝુલી,
ન જાણી અગમ વાત, રમ્યો જુવાની ઓઆ સાથ;
સ્વપ્ને ભોગવી રાજપાટ, મન ગયું ફુલી,
જાગી જોતાં ભાસે જુઠું બાદશાહી ગઈ ડુલી.

#### ગજલ.

વીચારી જોને જીવ તારી, શી ગતી થશે;
જમીન જોરૂ જર મુકી એકલો જશે.
એકલો જસે, એકલો જશે,
કાયા તારી પડી રહેશે સંગે ના થશે

#### ઝુલણ.

કોટી કલ્પથી સુખ દુખ ભોગવે, ન થાયે જીવ તરપતજી;
વીશે વાસના દ્વાર નર્કનું, તું સમજી લેને ઝટજી.

ઉત્તમ આવ્યો મનશા દેહ, તેને ઓલખીને તું લે;
જઇને ગુરૂ શરણુ તું રહે, કંઈ વિચારો; પાર ઉતારો. ચોક. ૧.

ગાડી ઘોડે બેસી ફરો, નહી પાપ કરતા ડરો;
કયાંથી ભવજળ તમે તરો, જુવો વીચારી;
દુનીઆ સારી, ધરો ધ્યાન કામ ક્રોધ મમતા મારી,
નારી ધનમાંજીવ લપટાવે તારી સંગે નહી કોઇ આવે;
મીથ્યા ભુલી જીવ ભટકાવે. વારંમવારી,
લક્ષ ચોરાશી ફરશે તું જશે તારો મનખો હારી.

ગઝલ.

અનંત ભવ કીધા પ્રાણી, વેઠી ઘણું દુઃખ
જનમ મરણ કઠણુ વખત સ્વપ્નુ જાણો સુખ;
સ્વપ્નુ જાણો સુખ. સ્વપ્નુ જાણો સુખ,
સુક્ષ્મ રૂપે સમાઈ રહ્યો હતો માની કુખ.

ઝુલ.

નવ માસ ગર્ભે રહયો; ધરી ઉંધે મસ્તક ધ્યાનજી;
દુઃખ અનંતા ભોગવી; જનમ્યો કે ભુલ્યો ભાનજી,
માયામાં લલચાઈ ગયો જીવડો ફસાય; બુધી આપો અંબા મા
આસરો તારો; પાર ઉતારો; કંઠણુ પંથ બીકટ મારગ
સૌથી ન્યારો ચોક ૨

સ્વાતી બુંદને ચાતક ચહાય; તેવા પ્રેમે ભજો અંબાય
મેગ વરસે મલ્હાર ગાય;તેવા થઈ જાવો લીન; ગુરૂ સંઘ

ચાવે સજ જ્ઞાન ઘોડા પર લાખી જીન;
લઈ ક્ષમા ખડગ તત્કાળ બાંધી ધીરજની ઢાલ
લંઈ સતસુરાની ચાલ; આ ભક્તના ચિન્હ; ભજન
ભડાકે ઉડાવો કામ ક્રોધ તો મીલે ખાવીન;

## ગઝલ.

પ્રેમની લાખી પાખર બખ્તર બુદ્ધિનું તું આપ;
બાંધ્યો ફેંટો કરૂણાનો હોલાય તનનાં તાપ;
હોલાય તનનાં તાપ, હોલાય તનનાં તાપ,
દીન દયાળુ દયા કરજો જપાય તારા જાપ,

## ઝુલ.

ગુરૂ થઈ જ્ઞાન આપજો નથી કંઈ આધારજી;
આધાર તારા નામનો ઉતારો હમને પારજી;
સર્વે રૂપમાં સરખો થાય; પોતે પોતામાં ઓળખાય
જીવ દશા ભુલી જાય; કરો સુધારો;
પાર ઉતારો; ચોક ૩

વીચારે પ્રાણી પોતે ગયો જન્મારો જોતે તોએ હજીતું ગોતે;
જુવો વીચારી, ભ્રમણા ભાંગી;જોનીતુંરમી રહયો ઘંટમાં તારી;
મૃગ ભમે છે બન બનમાં રહે છે કસ્તુરી તો તનમાં
ખબર વીના ભટકે રણમાં; તમે જુવો ધારી;
તનમાં તપાસી; ગણી સમાન મુકો તારી મારી;

### ગઝલ.

હું મારૂં પાપ ભુલ મને ફુકાવે છે ધુળ;
પ્રીતમ રહે છે પાસ મને સુઝે નહી બીલકુલ;
સુઝે નહી બીલકુલ, સુઝે નહી બીલકુલ
ભક્તિભાવે છંદ ગાયા ભાગ્ય ગયું ખુલ.

### ઝુલ.

માજીના પ્રતાપથી મલી વસ્તુ મુજને સારજી;
શ્વાસો શ્વાસ સ્મરણુ કરૂં ઉતારો બેડા પારજી;
કાપી કર્મ કરો ચુરા બાકી નહી રહે કંઈ અધુરા
માજી ભક્ત અમીચંદ પુરા કેહેવાય તારો;
પાર ઉતારો; કઠણુ પંથ બીકટ મારગ સૌથી
ન્યારો; ચોક ૪.



### છંદ ૫૫ મો.

(સીકસતો લાવણુી એ રાહ)

સુણુ મેરી માતા, ભક્તનની વાતા, તેરા ગુણુ ગાતા, જડસુખ પાતા;
અંબે દયાળી, બહુચરબાળી, કર રખેવાળી તું જુગદાતા.
પેરી મા સાડી, બેઠા મા ગાદી દોલત જાદી તેરાહુઆલે,
પકડકે આયે ચોરોકું લાએ તુજે દીલાએ કરકે સવાલે;
કામે હે ક્રોધે લોભોકું સોધે મુજેના હોધે લાયાહુ ઝાલે,
મોહમદ આગે દેખકે ભાગે જાવેગા ભાગે અબ તુમ સમાલે;

આભી તોફાને કરતે હેરાને મુકાતે ધાને જાપ ઝપાટા,
અંબે દયાળી બહુચર બાળી કર રખેવાળી તુ જુગદાતા. ચોક ૧
ચારોશે હારે હુવે નાચારે કરકે પોકારે અંબામાં,
કેહુ ઝટપટસે આવો મુજે બચાવો ચોરાકુસાવોઃબતાતે મેં હું;
લોભેહે બુરે કામી, અંધપુરે મોહુમદ હજુરે બતાકે દેવું,
ક્રોધ એ ઘેડા લેછે મા કેડો ઉતારો બેડો પારે મા કહુ;
ઓતેરી માયા કાચી હે કાઆ પાલવ સાયા ધાન લગાતા,
અંબે દયાળી બહુચરબાળી કર રખેવાળ તું જુગદાતા. ચોક ૨
આકીન તેરા ઉંવાની કોઇ મેંરા મીટાડો ફેરા લખચોરાશી,
ભટકકે આચે પાલવ સાહે તીરથ પાયે ગંગા તું કાશી;
મેરી તું મઈઆ જુગમે ગવઈયા સરણુમે રહીઆં હું વિસવાશી,
તુજે સમરતે ધ્યાનજ ધરતે સંસારથી સરતે જાતે મે નાશી;
ચોરા જે છુટે મુજે તો લુટે કરમ કુટે નહીં સંધાતા,
અંબે દયાળી બહુચરબાળી કર રખેવાળી તુ જુગદાતા. ચોક ૩
દોની મા દરશણુ, થાઓની પરસન કરૂજ સમરણુ અંબે તું મેરા,
તેરા મે દાશે, પુરોની આશે પાપજ થાશે પ્રલ્લે હુમેરા;
ઘટઘટ મેં વાપો દરશણુ આપો પાપજ કાપો ચોરાશી ફેરા,
તમે મટાવો મદતે આવો દયાજ લાવો ભક્ત તુમેરા;
કે અમીચંદે માજીકા છંદે રેહતે આનંદે ગુણુ તેરા ગાતા,
અંબે દયાળી બહુચરબાળી કર રખેવાળી. તું જુગદાતા ચોક ૪



## છંદ ૫૬ મો.

( શીકસ્તાની રાહે ) સુણુ મેરી માતાની.

તું માતા ચંડી દૈતોકી ભીંડી કાઢે નવ ખંડી ખપર ધારી
લઈ ત્રીશુલે મારી માહુલે નિકાલે મુલે દૈતોકુ મારી;
અંબે દયાળી પાલનવાળી ભદ્રકાળી બડી જોરાવર;
હાથ ઝટકકે દૈતો પટકકે મારી ઝટકકે ઉત્તર ચલીતર;
શરૂપ ધારણ કર કર મારણ દૈત સંહારણ ખપર ભરભર;
આંખોમેં લાલી ફરે મતબાલી બની વિકરાળી લીયા ચારાચર;
ચારા તુંચરતી ખપર ભરતી દૈતોકું હરતી કરી કીલકારી;
લઇ ત્રીશુલે, ચોક ૧.

કરી કીકીઆટી અસુરકું ખાતી ફરે મદમાતી કરી મધુપાને,
રૂધીર માંસે ખાકર તપાસે કાયર નાસે જાતે સેતાને;
દૈતોકુ પ્રાજે કરી રણ તાજે દેવતાના રાજે આયપા તેં માને;
એવી દાતારે જગત સંસારે શક્તિ આધારે છે સૌના પ્રાણે;
નહિ કઈ અજાણ્યો શક્તિ વિનાનો ઠામજ સુનો,એ બલીહારી, લઈ
ત્રિશુલે ચોક ૨.

એવી કીરપાળી અંબે દયાળી લોને સંભાળી આજે મા અમને,
પડયું સંકટે આવોને ઝટે અંત વખતે કહું મા તમને;
સંકટ કાપો ફતેજ આપો તમે માબાપો કયાં જાઉં ભમને;
હવે ના છોડું હાથ મેં જોડું કરમબંધ તોડું જીતાએ જમને;
ભગત કારણ દૈતોકુ મારણ ભવજળ તારણ લે તું ઉગારી;
લઈ ત્રીશુળે ચોક ૩.

નામનિરંજન બેઠે સીંહાસન સબ દુઃખ ભંજન કરે તું પલમે,
જસ અપાવે તું મારી માએ લાગુ હું પાએ ધારી અકલમે,
રાખું આકીને બોલો હસીને અંબા ભજીને તરૂં ભવ જળમેં,
એ ડાહ્યાલાલે છંદ વિસાલે કહી ચુનીલાલે બેઠે ડંગલમે,
લગાવી ધુની અમીચંદ ગુણી કહે છે તણું નહી ભક્તિ તમારી,
લઈ ત્રીશુલે ચોક. ૪

---

## છંદ ૫૭ મો.

### ત્રણ કાશીયાની ખડી–રાહ.

આએ આસો માસ આનંદ ઉલ્લાશ દરશનકી આસ અંબાતારી. નવરાત્રી નવ મળી શક્તિ સર્વ દઈ ત્યોકા ગર્વ ઉતાર નારી. હીલ મીલ મનસુબો કરે આનંદમાં ફરે ધરે સોભતા સણુગાર, પાંઉમેં પેજન નાકે મે નથન ચમકે છે રત્ન કરે છે ઝબકાર, ગલે મેહાળ મોતનકી, માળ કાનોમે ઝાલ શોભે છે અપાર; ઓડી કસબી સાલ, ચાલે હંસકી ચાલ અહો અહો સવાલ બોલે છે અપાર.

### ટેકતો.

આવી અંબાસજી સણુગાર શોળે સર્વ શકતી મળી છે ટોળે;
અહો અહો શબ્દ મુખથી બોલે ચાચર ચોકમાં ચાલી,
દેતીમાં તાળી કાળી ખપર ધારી. નવરત્રાં નવ મળી
શકતી સરવ, ચોક ૧

આવી માત અનપુરણા, તેમાં શી મણા, વેણા વાગે મુખપર;
હીંગળાજ આજ ખુબ સજી સાજ વાજીંત્ર વાગે છે પાઉ ઝાંઝર,
સાચી દેવીસંગ શીતળા ઉમંગ ઉડાતી રંગહાથ મે છે ખપર;
શીકોત્રા માત હરસીધ સાથ દૈત્યોકા ડાટ વાળે છે જબર.

### રેકતા.

આશાપુરી તરપના ભવાની, ત્રણ લોકમાં તુંને વખાણી,
તારી માયા કોઇએ નહીં જાણી, મળી દેવી સઉ આતી;
ગરબા ગાતી રાતી અંખીયા તારી, નવરાત્રી નવ મળી શક્તિ સર્વ.

ચોક. ૨

ચાચર ચોકમાં આવે, ધુન મચાવે ભાવે મુખથી ગાતી,
વાજે વાજીંત્ર સંગ વેણા ઉપંગ બાજે મૃદંગ ફરે હરખાતી;
ફરે માજી કુદડી પસીને બુડી પલ્લી ચુંદડી જાતી;
થાતી મગન બોલે વચન ગાયે રાગ રાગણુ ફરે મદમાતી.

### રેકતા.

થઇ સૌને આનંદની હેલી, ગાય ગરબો અંબા અલબેલી,
ભગત મદદ તું આવજે વેહેલી. હાથો હાથ લેતાળી
બહુચરબાળી વાલી અંબા મારી, નવરાત્રી નવમળી
શક્તિ સર્વ. ચોક ૩

સીંહ કરે થઇકારે વેણા લલકારે જગત આધારે.
શોભા થઇ અનમુલે, કરગરી કહુ હાથ જોડી રહુ તારૂ

નામ લઉં નહીં જોઉં ભુલે, ગરબા ગાઈ રહી, થાનકે
ગઈ તહીંથી બીલકુલે. મારા કાપો પાપ, સબુદ્ધિ આપ
તારા જપું જાપ, કરો કબુલે.

રેકતા.

તું સૌની માજી છે વાલી, અંબામા તું બહુચરબાલી
જગત માયામાં મોહિની હાલી અમોચંદ કહે, ઘરૂમાત
સમરૂ; કરૂ. આશા તારી, નવરાત્રી નવમળી શક્તિ
સર્વ ચોક ૪

---

છંદ ૫૮ મો.

તુંજે નમું ચરણ, આયા શરણ, બીઘન હરણ કરદાલો તુમ;
તુંજે નમુ આજ, રખો મેરી લાજ, શિઘ કરો કાજ દુઃખ ટાળો તુમ.
આયા તેરે ધામ, શિદ્ધ કરો કામ, મુલકો પર નામ, કરતી હે તુમ;
ચુની ચમકાર, ગલેમેં હાર, સોળે સણુગાર ધરતી હે તુમ.
દેખી તેરા મુખ, હો જાવે સુખ, મેરે તનકે દુઃખ હરતિ હે તુમ;
જપુ તેરા નામ હોવે આરામ, સિદ્ધ કરવા કામ, ફરતિ હે તુમ.

રેકતો.

સિદ્ધ કરો ભગતનકે કાજે, શિઘ શબ્દ રણ તુંરિ બાજે,
અસંખ્ય દઈત્ય કર દીએ પ્રાજે.
દુશમનકુ માર કરતી પોકાર, કર ધરી હથીઆર લઈ ભાલો તુમ;
તુજે નમુ આજ—ચોક. ૧

દુશ્મનકુ દુર, કીયા ચુર ચુર; અસંખ અસુર માર ગાજી તુમ,
કીયા કરૂ બીસ્તાર; નહી આવે પાર; બન કર અસ્વાર ધાઈ
માજી તુમ.
સત્રુકુ માર કીઆ તાર મતાર; દેરા મોઝાર, બીરાજી તુમ.
પાએલકા બહાર; ઘુઘરૂ ધમકાર; સબ સજી સણુગાર મેરી
માજી તુમ.

## રેકતો.

જળહળ તારી જોત ઝળકતી, દામણી ફુલ અકોટી લલકતી;
દો દંતન પર ચુની ચળકતી.
તુમ દીન દયાળ, કરે પ્રતીપાળ, હું તારો બાળ હાથ,
ઝાલો તુમ, તુજે નમુ આજ—૨
સંસાર ખાડેકી ધાર, ઉતારો પાર; માજી હાથ ઝાલી તુમ,
મીથ્યા સંસાર, સબ પરીવાર; કયા કરૂંવીસ્તાર મતબાલી તુમ.
ભાઈબંધ માત, બેહેન તરીઆ તાત નહીં આવે સાથ મેરી
વાલી તુમ.
કલજુગમે આજ, શક્તીકા રાજ; સીદ્ધ કરને કાજ મા ચાલી તુમ.

## રેકતો.

બાળાપણુ રમતમે ગુમાઈ, ચડા જોબન જુવાની આઈ,
કામ કરોધ મમતામે ગુમાઈ;
અબ ધરૂ તેરા ધ્યાન, મુજે મીલો આન,
મુજકું આશન, અબ આલો તુમ. તુજે નમુ આજ.—૩

મેરી અંબે માત, જપુ તેરા જાપ; મુજે મુકી આપ કંકાળી તુમ.
ઐસે ટકુ પ્રણામ સબકુ વરણામ; રહ્યાં શીવ નામ મતવાળી તુમ.
કરજોડી પાસ, ઉભો તેરો દાસ; પુરો મેરી આશા ખપ્પરવાળી તુમ.
હોજા પ્રસન્ન દેના દરશન; મેરા હુરબીયન બહુચરબાળી તુમ.

રેકુતો.

એક ચીતસેં તેરા ધ્યાન લગાઉં આઠ પેહેર તેરા ગુણ ગાઉં,
ભગતી કીએ બીન કહાં ફળ પાઉં, કહે અમીચંદ માજીકા છંદ
સદા રહે, આનંદ સંખ ગાળો તુંમ. તુજે નમુ આજ–૪

---

## પુનેમનો છંદ ૫૯ મો.

(તુજે નમું ચરણની રાહ)

મ્હારે આજે ધન, પૂનેમનો દિન, સદા કરૂં ભજન, ભવજળ તરવા;
ભગવતી ભજું, કામ ક્રોધ તજું આવી રહું રજુ, ભક્તિ કરવા;
જપી તારૂં નામ, કરૂં પ્રણામ; મને થાય આરામ અંતઃકરણે;
સૌ ભક્ત સર્વ, ભજે મુકી ગર્વ, માગે જ્ઞાન દ્રવ્ય, લાગી ચરણે,
ગુણી માગે જ્ઞાન તેથી ધરાય ધ્યાન, તેની અરજ કાન, સૂણી
રાખો શરણે;
તારો ભવજળપાર, સ્હેજે થાય ઉદ્ધાર, કહું વારંવાર, લાગી ચરણે.

## કેંકતા.

અરજ કરી કહે તારા બાળ. (૨). દયા લાવી મા સૂણો સવાલ. (૨). બાળકની કરજો પ્રતિપાળ (૨) સુંદર સ્વરૂપ તારી છબી અનૂપ, ત્રણ લોકના ભુપ, ભજું દુઃખ હરવાં; ભગવતી ભજું. ચોક ૧

સૂણો સવાલ, ઓઢી કસણી શાલ, ગળેમેં ડાલ મોતન માળા, કર કંકણહાર, પાયલકા ઝ્હાર. ઘુઘરૂ ઘમકાર, સુરમા ડાલા. શિર મુગટસાર, કુંડલકા ઝ્હાર, શોભા અપાર, ઓડે દુશાલા; નાકોમેં નથન, રહ્યા ઝળકી રતન, પાંઉં મ્યાને પેજન, બેઠે મતબાલા.

## કેંકતા.

બનધન માજી તારી લીલા (૨) ચંપા કેવડા શોભે પીળા.(૨) તરેહ તરેહના ફુલજ ખીલ્યા (૨). મા અરજ સૂણ, તારી લાગી ધુન, કરૂં ભજન, પાપઓસરવા. ભગવતી ભજું. ચોક ૨

તારા નામની ઢાલ, ધરી બેઠો હાલ, સૂણજો સવાલ; બાળક જાણી, નહીં માગું સુખ, તમે જાણો દુઃખ, મારી ભાંગો ભૂખ, તમે દયા આણી. એક ઓળખું આપ, મારા કાપો પાપ, તમે મા બાપ, રહયો પિછાણી; ઘટ ઘટમે રમો, તમે સઘળે ભમો, કયાં શોધું અમો અજ્ઞાન પ્રાણી.

## ફૈંકતા..

સાધુ સંત જંગલમાં રહેતા, (૨) સંકટ પડે શરીરપર સહેતા (૨) ધ્યાન ધરી પૂરણ પદ લેતા. (૨)મારૂં ગજું નહી; ખરૂં કહું અહીં, જંગલકે મહીં. નહીં જાવું ફરવા; ભગવતી ભજું. ચોક. ૩
હું કેવળ અજ્ઞાન.નથી જરા ભાન,શરોદા જ્ઞાન,નહીં જાણું સાધન; પ્રેમ ભકિત કરી, તારૂં ધ્યાન ધરી, કહું ફરી ફરી, સોંપુ તનમન. વાળી આસન ભજું નિરંજન, મને થઈ પ્રસન્ન, દેજો દર્શન; ચરણનો દાસ, મને રાખો પાસ,તારો વિશ્વાસ, મા થાઓ પ્રસન્ન.

## ફૈંકતા.

આશા પૂરણ પાડે માજી. (૨) ભકત ભજનમાં રહે છે રાજી (૨) પ્રસન્ન થઈમા આપે નિવાજી. (૨) અમીચંદ તો માઈ, રહયો તમને સ્હાઈ,
નહી જરા લલચાઇ, કંઇ ગયો ફરવા; ભગવતી ભજું, કામ ક્રોધ તજુ, આવી રહુ રજુ, ભકિત કરવા. ચોક ૪

---

## છંદ ૬૦ મો.

મારી કરો વ્હાર, જગદાધાર, સમુદ્ર સંસાર,
પાર ઉતારો; નથી જરા સુખ, દીઠું દુઃખ દુઃખ,
બાળકની રૂખ તમે વિચારો. બાળપણે શુદ્ધ,
જરા ન્હોતી બુદ્ધ માના થાનમાં દુધ,
ભરી દીધું પોષણ; જ્યારે લાગે ભૂખ,

ન બોલાય સુખ, ન વેઠાય દુઃખ, ત્યારે હું રૂં રૂ
બહાર માતા જાય, ઝોળી ભીની થ
મૂતરમાં ન્હાય, સૂતા પળલે તન;
કોઈ આવી જુવે, કહાડીને લુહે,
પડયો બાળક રુએ, કરે દુઃખે રૂદન.

## ટેકતો.

બાળપણું તો જેમ તેમ જાયે (૨) જુવાનીમાં બુરા હાલ થાયે (૨)
સમજયા પછી પૂરો પસ્તાયે(૨)ત્યારે માગે સ્હાય,સમરેઅંબાય,
દયા લાવી ધાય; લાવે આરો નથી જરા સુખ. ચોક ૧
સંસારમાં લિન થઈ જાય મલિન, સુખ નથી ક્ષણુ સમજો મનમાં,
જેવું જુઠું સ્વપ્ન, સમજી લે મંન, આ ફરજંન, લપટાય ધનમાં.
રહયો સંસાર જોઈ, નથી કોઈનું કોઇ,સુવેબેસેરોઈ, પડેકાયાવનમાં;
જીવ ચાલ્યો ઝટ, ગયો ઉડી તરત, ન કરશો મત જુઠા ફંદમાં,

## ટેકતા.

જીવ ગયે નહીં કાયા તારી. (૨) મુરખ માની કહે મારી મારી. (૨)
સમજુ પુરૂષ તમેજુવોવિચારી.(૨)મૂકીકરમકુટ,નહીં બોલો જુઠ,
પૂરે માતા પુંઠ, માને સંભારો; નથી જરા સુખ. ચોક ૨
સૌ ચાલો સત્ય, મૂકી અસત્ય, સ્હાય કરશે ઝટ,
અંબા આવી; સતિયાને સુખ, નથી જરા દુઃખ,
સ્મરતાં સુખ, લે બચાવી; કરે સારા કામ,
જપે માનુ નામ, સદા હોય આરામ ભક્તો ભાવી;
હોય મંત્ર હાથ, જોઇએ ક્રિયા સાથ
બધા મળે ઠાઠ, લાવે લખાવી.

## રેકતા.

ક્રિયા પાત્ર જે હોય અધિકારી(૨)ગુરૂ કીલી દે જોઈ સંસ્કારી.(૨)
ભલી બુરી ન કેવી નઠારી(૨)જ્યાંથી મળે જ્ઞાન, ગણી ગુરૂ સમાન,
ધરી બેસો ધ્યાન, મનને મારો; નથી જરા સુખ. ચોક ૩

મને વિશ્વાસ, પુરે માજી આશ, સંસાર નિવાસ,
વળગી છે જબર, ન બચે બચાય કરે માલિક સ્હાય,
છુટી કર્મ જાય, તો તો થઈ જાય સર.
છુટવા ઉપાય, મન દયા થાય; શુભ દાન દેવાય,
સમજી ભિત્તર; મૂકી મમતા માન, એક રૂપ જાણુ,
ધરી બેસે ધ્યાન; નિરંજન પર.

## રેકતા.

ભજ મન તુંહી તુંહી આપ નિરંજન. (૨)
સુરતા સાંધી વાળી બેસો આસન. (૨)
તદ્રુપ થઈ મહી થઈ જાઓ લીન (૨)
અમીચંદ મથન, કરી કહે કથન,
માજી પ્રસન્ન કરો સુધારો; નથી જરા સુખ,
દીઠું દુઃખ દુઃખ, બાળકની રૂખ; તમે વિચારો. ચોક ૪



## છંદ ૬૧ મો.

### રાહ ત્રણ કાફીઆની ચીકડી.

છોડી ખટપટ જાજો અંબા ઝટ કરશે મદદ ખપ્પરવાળી;
મન રાખી દ્દઢ બેસો પકડ એ મૂળ થડ લેજો ઝાલી.
તું બહુ મસ્તાન મન સાચું માન જરા રાખી ભાન તમે બેસો ઠરી.
ફરી લક્ષ જોજન ભમી નવે ખંડ તૃપ્ત મન નહીં થયું ફરી,
આદિ અનાદ તું કરતો વાદ મમતાથી, નાદ કરો ક્રોધ કરી;
મરવાથી ડર નથી થયો અમર શું કરીત કર જાવું છે મરી.

#### ફેકતા.

શરિરમાં મન તું છે વાઘ. (૨) ઝટ પેસી જાય જોઇને લાગ (૨)
નિદ્રા નહિરે અખંડ જાગ(૨)નહીં નિદ્રા આહાર તારી ગતિ અપાર.
મન કરી વિચાર સમરો કાળી, મન રાખી દ્દઢ. ચોક ૧
કાયામે જાણું; જીવનું રહેઠાણ, મન આગેવાન; ફરે ચોપાસે,
પહેલા દોડે મન જીવ કરે પ્રસન્ન, કામ કરે તન; રાખી આશે.
એ જુઠી આશ; આખર નિરાશ, નહીં રહેસે પાસ; એકલો જાશે;
મન લગામ હાથ; ઝીંધી રાખો નાથ; તારી રહેશે સાથ, પુરશે આશે.

#### ફેકતા.

સમજી મન તું સીધું ચાલ (૨) ઘડીકમાં તો થાય છે ન્યાલ. (૨)
તેજ વખતે થાય કંગાલ (૨) સમજીને ઠરી બેસ ધ્યાન ધરી;
મરવાથી ડરી; રહો સત્યે ચાલી, મન રાખી દ્દઢ. ચોક ૨
સત્ ગુરૂ સંગ, ખુબ જામ્યો રંગ, બાજે મૃદંગ, માજી લ્હે લાગી;

માના ગાવા ગુણુ,લાગી રહી ધુન, રહ્યા ભક્ત સુન, ભમણા ભાંગી.
તે વખત પસ્તાય; હું કર્યો અન્યાય; માજી કરજો સ્હાય;
કહું સુખ માગી;
તારા વિના નહીં; કોઈ વાલી અહીં; માજી માજી કહી; થયો હું રાગી.

## ફેકતા.

માજી અરજ ભક્ત તની સૂણુ(૨)મને લાગી તારા નામની ધુન.(૨)
શાસ્ત્ર શબ્દ લઉં છું ચુન ચુન. (૨) હોય માજી મદદ,
મળે કડી ઝટ જોઇતી વખત.
કરે રખેવાળી; મન રાખી દ્રઢ. ચોક. ૩
મન રાખે વશ, ભાંગે તરસ સૌથી સરસ,
ભક્તિ મોટી; ગયા ભક્ત તરી, નહી જનમ્યા ફરી,
ગયા ધ્યાન ધરી; નહી વાત ખોટી; પુરે શાસ્ત્ર શાખ,
નહી સંશય રાખ; પ્રેમ પ્યાલા ચાખ,
સતગુરૂ બુટી; થાય નિર્મલ મન;
સદા રહે આનંદ; માજી ભજન, હરદમ હોતી.

## રેકતા.

ભજમન તુંહી તુંહી માજીનામ(૨)વિશ્વાસ રાખ મા કરશે કામ (૨)
હરદમ સ્મરતું આઠે જામ.(૨)છે જવું નિરધાર, છોડી સંસાર;
અમીચંદને પાર; લ્યો સંભાળી, મન રાખી દ્રઢ. ચોક ૪

## છંદ ૬૨.

(હરી દુવારકાસે ધાએ ભકત ન ખાતર ડાકોર આએ એરાહ)

મોટું સુરતમાં છે ધામ, અંબામાતા તારૂ નામ;
કીધો ધીઆ ફળીએ મુકામ, તારી છબી ન્યારી.
દેહરૂ શીખર બંધુ બીરાજે, જમણી બાજુ ગણેશ ગાજે;
ઘંટા નોબત ઘડીઆળ બાજે સોર ચલા ભારી.
દુનીઆ દરશણ કરવા આવે માને ચરણે શીશ નમાવે,
મંમાયા ના ગુણ ગાવે ખલખત સારી,
ડાબી પાશે બહુચરમાત તમે સાંભળો મારી વાત,
જોડી જોડી કરૂં હાથ વિનંતી તારી;
આવે ક્યાં ક્યાંના લોક ચાલી દરશણ કરે કઠેરા ઝાલી,
મુખડું જુવે નિહાળી નિહાળી તારી બલીહારી,
કરે દરશણ સારી ખળકે હીરા મુખડા ઉપર,
ઝળકે માના શણગાર સોલે ચળકે શોભા ભારી;
બાજે પાઉપાયલ પેજન તારી આંખોમે અંજન,
ચુડો ખલકે ખન ખન ખપ્પર ધારી.
દેહરૂં શીખર બંધુ બીરાજે. ચોક ૧
કંઠે રત્ન કરે ચમકાર, માણેક મોતીનો છે હાર,
તીલડી શોભે અપરમપાર નાકમેં વાળી,
પેર્યાં કુંડલ કાનો માંહી શીર મુગટમાં મણુ નહીં,
શોભે છુટી લટા રહી નાગણ કાળી;

શીર પર છત્રી છે અણુમુલ ન રહી શોભાની કંઇ ભુલ,
ખીલ્યાં તરેહ તરેહનાં ફુલ ભરી ખુબ જાળી.
બાંધી તકતાની છે હાર હાંડી શોભે અપરમપાર,
સળગ્યાં ઝાડનો છે બહાર જુએ સો ન્યાળી,
બ્રાહ્મણ વાંચે ચંડી પાઠ લોકો ઉભા જોડી હાથ,
સો. સમરે અંબે માત ખલખત સારી.

દેહરૂં શીખર બંધુ બીરાજે. ચોક ૨

છુટે કુવારાની સેહેરો ઠંડી ઠંડી ચાલે લેહેરો,
ભગત ઉભા ઘાલી ઘેરો કરવા દરશને,
મુખડું જોવા ઘડી ઘડી લોકો કરે અડા અડી,
માતા બેઠા સીંહે ચડી થાઓ પ્રસંને;
મુખડે કોટી સૂર્યનું તેજ દેખી ઇંદ્રાસન લાજેજ,
માગ્યાં મન વાંછીત આપેજ કરી પાવને,
બાજે સારંગી સીતાર બાજે તંબુરાનો તાર,
આજે ધન મારો અવતાર થયાં દરશણુને;
તું આદ્ય શક્તિ છે એક કીધો માયામાં વિવેક,
પંથ નિકળ્યાં છે અનેક છાયા તારી,

દેહરૂં શીખર બંધું બીરાજે. ચોક ૩

કહું કરજોડી જોડી નહીં આવે, સાથે કોડી જવું
માયા સર્વ છોડી કહું સત્ય વચન.

માત પીતા બ્હેનીભ્રાત નહીં કોઇ આવે મારી સાથ,
જોડી જોડી કહુ હાથ માજી કરો પાવન,
મરવું અણુચીંતા એકવાર હું તો છઉ માજીનાહાર,
તારા નામનો આધાર પડયું રહેશે આ તન;
તારી આશાએ જીવ કુદે તારે નામે કબુ નહીં બુડે,
થયું ભાગ્ય મારૂ ઉદે સદા રહો પ્રસન,
એવી અરજ કરે ભગ્તન ઘટ ઘટ આપે નીરંજન
જોડી બોલે અમીચંદ છંદ લલકારી.
દેહરૂ શીખર બંધુ બીરાજે. ચોક ૪



## છંદ ૧૩ મો.

આદ્ય અંબા જાણી વેદ વાણીમાં વખાણી એ રાહ.
સતગુરૂ વાણી, મેતો ઘટમાં સમાણી,
માતા શારદા ભવાની બહુચરબાળી.
રહી કંઠપર કલ્યાણી આપો અવિચળ વાણી,
જરા નહીં રહે અજાણી, રહયો છું ઝાલી.
ગુરૂ ચરણે શિશ, નમી સ્મરે છે હરનિશ;
ગુરૂ કરે છે બક્ષીશ, પ્યાલા પ્રેમના ભરી.
એતો સર્વે હરખે લીધા, હેત ભાવ કરીને પીધા,
મંત્ર ભણી આશિશ દીધા, જાઓ જક્તમા તરી,

ગુરૂ બતાવે છે જ્ઞાન, તમે સર્વે ધરો ધ્યાન,
કરો આત્માનું કલ્યાણ, થાકયા ફરી ફરી,
પુરૂષ પ્રકૃતિ કહેવાય, એકના અનેક થાય,
આદ્ય શક્તિ છે અંબાય, ફરે ખપ્પર ધરી.

## ફેકતો.

સુણ દેવી તેં દયા કરી ભગતનપર કરતી છાયા,
સુણ દેવી તારા ગુણ ગાએથી નીરમળ થાય છે કાયા.
સૂણ દેવી તારી અઘોરગતિમાં પાર જરા નહીં પાયા,
હાલ સાચું માને. મારૂ કરી મત તાણે,
મરતી વખત જુઠું જાણે, પડે કંટાળી,
રહી કંઠપર કલ્યાણી ચોક ૧
તે ઉપર કહું દ્રષ્ટાંત, ગુણી સાંભળી ધ્યો કાન,
છુટે શબ્દોના બાણ, લાગે ભિત્તર
ઉભો નદીતીર, તરસે પિલાયે શરિર કહાં,
તો સૂકાયું હોય નિર હોય આળસુ અગર,
કલ્પવૃક્ષ તળે ફરે, વળી ભૂખે પ્રાણી મરે,
બેઠો બેઠો વિચાર કરે, મનની અંદર.
નહીં કલ્પતરૂ બાવળીઓ, કયાં તો ભાગ્યનો નહીં
બળીઓ. સાચો સંજોગ ન મળીઓ, સમજો ભિત્તર,

## ફેકતો.

સૂણ દેવી મળે સદ્‌ગુરૂ સેવેન મળ્યું ચેલાને જ્ઞાને,
સૂણ દેવી એ ચેલો મૂઢ કે ગુરૂ હોય અજ્ઞાને;

સૂણુ દેવી મળે સદ્ગુરૂ સમજે સાચો ચેલો તો શાને,
ભક્તિ કરતા ભયદુઃખ આવે. તોએ ધીરજ લાવે,
હીંમત રાખે તે ફળ પાવે સમરે કાળી.
રહી કંઠપર કલ્યાણી. ચો૪ ૨

ચિંતામણી જાણી લઇને બેઠો એક પ્રાણી,
તોય ચિંત ન ઓલાણી. નહીં એ ચિંતામણી,
પરખ્યા વિનાં લીધો પહાણો, વગર સમજે મત તાણો,
ખરી વસ્તુ પિછાણો, મળે આપ ધણી.
મળ્યું ધન ન વાપરી કોડી બેઠો દમડી દમડી જોડી,
મૂકી જવાનો છોડી, જેવી હોય કરણી
ક્યાં તો ભાગ્ય કોઇનું ભળ્યું ખોટી કમાણીનું રળ્યું,
અગર હરામનું મળ્યું, બનવાની બની.

કેકતા.

સૂણુદેવી, અમરત પીધું પણ અમર ન થયો પ્રાણી,
સૂણુદેવી ક્યાં તો ભૂલ્યો નહીં પીવાની જુક્તિ જાણી,
સૂણુદેવી નહીં ગયું મુખ કે પિવામાં આવ્યું પાણી.
ધરમ કરમ ભક્તિ જાણી, ભેદ વિના ધુળ ધાણી,
મળે સાચાગુરૂ જ્ઞાનીલે સંભાળી, રહી કંઠપર કલ્યાણી. ચો ૩

ગુરૂ કરે સાન, ચેલો સમજી ધરે ધ્યાન,
મૂર્ખ કરે અભિમાન, નહીં દીલમાં ડરે;
ગુરૂદેવથી અધિક, ગણી ચાલે ચેલો ઠીક,
જાય જમરાયની બીક, ભવજળ તરે.

મંત્ર સાથે ક્રિયા જાણે, હોય અરોહા જ્ઞાને,
મૂળ વસ્તુ પિછાણે, દીલ અંદરે.
ઘાટ કંચનના અનેક, ભાંગી ભ્રમણા ગણે એક.
ગાળે કંચન છેકા છેક, શક્તિ સચરાચરે

## ઠેંકતા.

સૂણુ દેવી તુ બ્રહ્મ જગતમાં રચી માયા સંસારે,
સૂણુ દેવી તમે કર્તા છો અકર્તા સૌથી છો ન્યારે;
સૂણુ દેવી છો પાસે દેખે કોઈ દૂર ભ્રમણુતા ભારે.
મારા મનનું સમાધાન, માજી ભજતાં થયું જ્ઞાન,
અમીચંદ પર રાખી ધ્યાન, લ્યો સંભાળી;
રહી કંઠપર કલ્યાણી, આપો અવિચળ વાણી, જરા નહીં
રહે અજાણી રહ્યો છું ઝાલી. ચોક. ૪

---

## છંદ ૬૪ મો.

### રાહ ઉપરનો.

આદ્ય અંબા જાણી, વેદવાણી મા વખાણી; માએ માયા ફેલાણી; ખપર ઝાલી; પૂરે દેવતાની આશ; કરે દૈત્યોનો નાસ; રાખે ભકતને પાસ; કરે રખેવાળી. રોળ્યું દૈત્ય દળ; તારૂં અપાર બળ; તમે વસો હિમાચળ; અંતર જામી; હું કહુ ભગવતી; તારી અઘોર ગતિ; શુદ્ધ કરો મતિ; કહું શિરનામી. તારા અનેક નામ, કર્યા તેવા તમે કામ; કીધો રણમાં સંગ્રામ, નહીં રહી ખામી, દેવ કરે વખાણ; તોડે શત્રુના માન; કંઇ પડે સેતાન દૈત્ય હરામી.

**ફેકતા.**

સુણુદેવી; દૈત્ય દળ રોળી ને પરાજ્ય કીધું,
સુણુદેવી કરી સૂરાપાન ચંડમુંડનું રૂધિર પીધું.
સુણુદેવી શત્રુને મારી રાજ ઇંદ્રને દીધું. કરી શત્રુ સંહાર
માજી કરે તારંતાર; તારી લીલા અપાર, ફરે મતવાલી;
પુરે દેવતાની આશ. ચોક. ૧

ઉઠયો ઓહુંમકાર; તારી લીલા અપાર; રચી પલમે સંસાર
તું રહી ન્યારી; ત્રિગુણાતમાં ફેલાઈ, વસ્યા ઘટ ઘટ માંહી
નવખંડમાં દુવાઈ ફરે છે તારી, લીધું તમે રૂપ કીધું મોહિની
સ્વરૂપ, તારી છબી અનૂપ, જાણે બલીહારી શુંભ:નિશુંભનો નાશ,
કરી વર્તાવ્યો ત્રાશ, કોઈ આવે નહિ પાસ ખપ્પર ધારી.

**ફેકતા.**

સૂણુદેવી તું સહસ્ત્ર હાથ કરી રૂપ ધરે વિક્રાળે.
સૂણુદેવી માર્યો રકત બીજ રણુમાંહે મારીને ફાળે.
સૂણુ દેવી કંઈ રોળ્યા દૈત્ય રણુમાંહે આણીને કાળે.
એવી તું કૃપાળી માર્યા દૈત્યો ઝાલી, ઝાલી.
કરી દેવની રખેવાળી તું નીરીયાળી પૂરે દેવતાની આશ.
ચોક ૨

કળિજુગ વ્યાપ્યો પુર, તમે માર્યો ભેંસાસુર, કરી શત્રુ
ચુર ચુર, નાંખ્યા પટકી;
ક્રોધે બની વિક્રાળ, ગળે મસ્તકની માળ, મારી શત્રુ
પર ફાળ, રણુ હાથ ઝટકે

રણમાં કરી ઉભા હાસ, કરવા શત્રુનો નાસ. કોઇ આવે
ન પાસ. જાય છે છટકી;
જોઇ સ્વરૂપ તારૂં ડરે; કાળ ખાઇને તે મરે; માજી સદા
ખપ્પર ભરે. લગ રહી ચટકી.

## રેકતા.

સૂણુ દેવી તેં મારી દૈત્ય, બહુચરી નામ મા ધર્યું,
સૂણુ દેવી તમે આપી રાજ દેવતાનું કારજ કર્યું.
સૂણુ દેવી તમે શરણુંગતને સ્હાય કરી દુઃખ હર્યું;
એવી તું દાતાર માજી કહું હું વારંવાર તારી લીલા
અપાર. કહું કંકાળી; પૂરે દેવતાની આશ. ચોક-૩
રચ્યો તેં સંસાર. તારી માયા છે અપાર,
મને તારો આધાર; કહું પાયે પડી;
શિર ગાજે મારે તું, પાય પડી કહું હું,
સદા ભકિત કરૂં છું, મા ઘડી ઘડી,
સંકટ મારૂં કાપો, મને પુત્ર કરી સ્થાપો,
માગ્યા મન વાંચ્છિત આપો, આવો સિંહે ચડી;
જ્યારે જપું તારૂં નામ, તમે કરો મારૂં કામ,
તારે નામે આરામ, જપું કડી કડી.

## રેકતા.

સૂણુ દેવી સંસાર પાર ઉતરવું છે મા અમને
સૂણુ દેવી જન્મ મરણનું દુઃખ કહું મા તમને.

સૂણુ દેવી મને ભય લાગે, ફરી લક્ષ ચોર્યાસી ભમને.
ટાળો તેનો ભય, હાથ જોડી સેવક કહે,
અમીચંદને લાગી લહે, માને રહો ઝાલી,
પુરે દેવતાની આશ, કરે દૈત્યનો નાશ,
રાખી ભકતોને પાસ, કરે રખેવાળી, ચોક ૪.

---

## છંદ ૬૫ રાહ ઉપરનો.

છે સત નામ, સ્થિર બેસી એક ઠામ;
જાપ જપું આઠે જામ, આસનવાળી;
ખુબ ઝામ્યો છે રંગ કામ ક્રોધ આવે સંગ,
તેની ગતિ કરો ભંગ, લ્યો સંભાળી.
અનાદિથી શત્રુ આવે, લક્ષ ચોર્યાસી ભટકાવે,
તોયે ભૂલી જીવ જાયે, કોઈ સાન કરો;
રહ્યો કર્મથી બંધાઈ, છુટવા જાય છે પસ્તાઈ,
પાછો પડે છે લપટાઈ, સૌ ધ્યાન ધરો.
તમે સર્વ દેશીજન, કરો એકનું ભજન,
સોંપી તન મન ધન, સંસાર તરો;
તે તો ખરો છે સ્વદેશ, આતો આવ્યા છો પ્રરદેશ,
જેવો નાટકનો વેશ, તમે જોવા ફરો.

### ફેરકતા.

સૂણુદેવી સંસાર રૂપી નાટક કરે ગુલતાને,
સૂણુદેવી જો ગુરૂ મળે તો સેજે થાય પીછાને.

સૂણુદેવી ન પડે ભાન અજ્ઞાની જીવ શું જાણે.
માનો એટલું સુખ બાકી દુઃખ દુઃખ દુઃખ કહું.
પોકારીને મુખ, પાડું તાળી; ખુબ જામ્યો છે. ચોક ૧
જાણે પ્રાણી સૌ, મોક્ષ જવા રાજી બૌ.
માર્ગ ખોલતાં જીંદગી ખોઉં, કરી શિરપટક;
તેં કારમી માયા રચી, જીવ ઘાલ્યા ખચી ખચી,
કોઈ જાય વીરલો બચી તે જાય છટક.
કોણ જીવ મોક્ષ જાય, જેને માલિકની સ્હાય,
કરી ભક્તિ છંદ ગાય મન રાખી અટક.
જેવી છંદની કહેણી, તેવી રાખે પોતે રહેણી.
ધ્યાન ધરી તું લેની, મન રાખી અટક.

ફેરકુત્તા.

સૂણુદેવી નિર્મળ મન રાખી દુર કરો ઉપાધિ
સૂણુદેવી ઉપાધિથી વળગે છે આધિ વ્યાધિ,
સૂણુદેવી કરી પદમાઆસન બેસો ચોઘડિયું સાંખી,
લઈ ગુરૂજ્ઞાન, તમે ધરોને ધ્યાન, છોડો મનનું અભિમાન,
સદા ભયટાળી, ખુબ ઝામ્યો ચોક. ૨
ગુરૂકા વચન, કોઈનું દુખાવું નહી મન.
કરી ભાવે ભજન ચાલો સત રીતે;
કરો પરમાર્થ કામ, પંચવિષય તમામ,
છોડી ઠરી બેસો ઠામ. રાખી પ્રીતે.

સૌ ધરી બેસો ધ્યાન; ગણી સરવેને સમાન;
ઓળખી આત્મજ્ઞાન ઇંદ્રીજીતે:ત્યારે જાયે દીલના ડાઘ;
છોડાય સંસારના રાગ;મનથી કરી બેસે ત્યાગ, રાખી ચિત્તે.

## પ્રેહેતા.

સૂણુદેવી જીવ આવી પડયો પરદેશ ગયો ફસાઈ.
સૂણુદેવી મહાજાલ છે કાળ ગયો ઘેરાઈ.
સૂણુદેવી હવે મારે જવું સ્વદેશ બતાવો કાંઈ.
આતો દેશી આડા આવે, મને મમતે ચડાવે,
પોતે પડે ને પડાવે;રહું તમને ઝાલી;ખુબ ઝામ્યો.ચોક ૩
મેં તો દીઠું અહીંઆ દુઃખ; વેદ વાણીમાં છે સુખ;
સમજે ભાંગે મનની ભૂખ; કહું કરજોડી;
જ્યારે મનનો સંશેશય જાય, ત્યારે એક રૂપ થાય,
પોતે પોતામાં ઓળખાય; જાય કરમ તોડી;
મનનીમાનીમાયા,બાકી જુઠીછેઆ કાયા રૂપ અરૂપમાં સમાયા;
મળી જાય દોડી.ગુરૂ કુંચી આપે જ્યારે;પલમાં કામ થાય ત્યારે;
સ્હેજે થઈ જાયે ઓદ્ધારે રહે માયા છોડી;

## કેકેતા.

સૂણુ દેવી ત્યાં અખંડ જયોત ઝળકી રહી છે.
અપારે. સૂણુ દેવી ત્યાં સદા સુખ છે નથી દુઃખ લગારે.
સૂણુ દેવી વેદ શાસ્ત્ર પુરે છે શાખ કરી પોકારે.
જે પ્રાણી ચાલે સત્ય; તેને મુક્તિ મળે ઝટ;

અમીચંદની રાખે પત, સીધો જાય ચાલી;
ખુબ ગાજ્યો છે રંગ; કામ ક્રોધ આવે સંગ,
તેની ગતિ કરો ભંગ; લ્યો સંભાળી ચોક-૪.

---

છંદ ૬૬ પ્રથમ નમુ ગણુપતીની રાહ.

છોકરો અશુદ્ધ બોલે તે માતા શુદ્ધ કરીને માને છે.
તે વિષેનો છંદ.

જનમ્યો ત્યાંથી જાણું છું જે માતા કરે પોષણુ,
બાળકનું તંન,મંન છે મા ધંન; પુત્ર જોલીમાં રડતોજાણી,
માતા કરે વીચાર, આવી ધવડાવે આપે આધાર,
દુઃખથી રડે તો ઓસડ પાઇને સુખી કરે હોંશીયાર;
બોલી ન જાણે બાળક લગાર, બાળ સમસ્યામાં સમજે,
માતા વરતે પુત્રનું મંન;બાળકનું તન મન છે મા ધન ચોક-૧

જરા સમજણુ પડે બાળકને બોલવાનું મન કરે;
બાબો કહી રોટલીમાં ચિત્ત ધરે; મં મં કહીને ભાત
માગતો પાણીને ભુ કરે; સમજી મા ખવડાવી પેટ ભરે,
કાલુ ઘેલુ બોલે પુત્ર જોઈ, માતા રહે છે મગન. બાળકનું
તન મન છે મા ધન ચોક ૨.

એ તો માતા સંસારની કહીએ તમે માતા જગતંન
મટાવો ફેરો આવાગમંન; ભક્તિ કરી ધ્યાન ધરી છંદ
ગાવું રાખી માજીમાં મન; પરસંન થઈ આપો તમે

દર્શન; આણુંદ આણુંદ મારા અંગમાં વાહેધો આવું તમારે જોવન. બાળકનું તંન મંન છે મા ધંન ચોક ૩ જો

માફ માગી મા કહું છું તમને સાંભળે સૌ ભગતંન છંદ સાંભળી થાય મગન; અશુદ્ધ વચન પડયો કાનુ માત્ર હોય સમજે તમારૂં મંન; શુદ્ધ માની કરી લેજો પાવંન, મારૂં બોલવું સમજો તમે મા કહે છે **અમોચંદ.** બાળકનું તંન મ ન છે મા ધંન ચોક ૪.

---

### છંદ ૬૭ રાહ ઉપરનો.

આવો અંબા અલબેલા વેહેલા મા મને વિસારો કેમ;
ઘટે નહીં તમને માજી એમ. કાંઈક ભકતની લાજ રાખી,–મા
કીધા સ્વરૂપ ધારણ રચવાં સૃષ્ટીને કારણ,
આપ નિરંજન નિરાકાર સવ દૈત્ય સંહારણ,
એવા તમે છોજી જગત તારણ,
નમું તમારે ચરણ સરણમાં રાખો આણીને પ્રેમ,
ઘટે નહીં તમને માજી એમ. ચોક ૧
ત્રણ ગુણ ત્રણ સ્વરૂપ તમે જોગ મઈયા જુગદાતા,
તેરા ગુણ એક ચિતસે ગાતા પિતા જગત કે શિવજી
ભોળાં દમરૂ બજાતા,
તમે જનુની જવાળા માતા.
હું અલ્પ આયુશનો ધણી કરી મેર દ્રષ્ટી રાખો માં રહેમ.
ઘટે નહીં તમને માજી એમ, ચોક ૨

નઠારો પણ તારો કહેવાયો, પુરો આશ માહારી, મારા અવગુણ દો વીસારી; છઉં તમારો દાસ આશમાં મને મોટી તારો. તમે જગતનકે આધારી, હું મુંઢ મતી અજ્ઞાન ભાન મને પડતું જશે જેમજેમ, ઘટે નહીં. તમને માજી એમ ચોક ૩

વ્યાપી માયા દેગંબર તું મારી, સઘળે ફેલાઇ, ફીરે તેરી નવખંડમેં દુવાઇ; પરભવની જોઈ કરણી. વીધાત્રા, લખે કર્મોને માંહી, આવી તે ભોગવું જુગમાઈ, અમીચંદ કેહે ચાલીશ હવે તમે બુદ્ધી આપશો તેમ, ઘટે નહી તમને માજી એમ. ચોક ૪

---

## છંદ ૬૮ મો.

(રાહ ઉપર પ્રમાણે.)

આવો આવોરે માજી સીંહપર બેસી, કરવા સેવકને સાહ્ય વિને કરી વિનવું અંબામાય. આજ આણંદ મારા મનમાં વાધ્યો. આવ્યો તમારે દ્વાર, મદદ દો કહું છું વારંમવાર; કંઠ ઉપર રહી સાહય કરજો બુદ્ધિ તણા દાતાર મળે મને શાસ્ત્ર ભેદનો સાર; લુણ વિના અંન્ન ફીકું હોય, તેમ ભેદ વિના છંદ થાએ; વિને કરી વિનવું અંબા માય; ચોક ૧

બુદ્ધિ બળ દો કંઠ વચનમાં તમે દીન દયાળ આવી હરઘડી લેજો સંભાળ, આધી વ્યાધી સંસારના વળગ્યા

પડી માયાની જાળ; અરજ કરી કહેછે તમારો બાળ; મન વાંછીત ફળ સદા આપજો. આચવા વિઘન દુર થાય; વિને કરી વિનવું અંબા માય. ચોક ૨.

હ્લાપુરમાં કૃષ્ણે સમર્યા વૈરાટ નગરની માંહીં. અભિમાન પણુવા બેઠો તહીં; અંબા માતાએ પુછયું કૃષ્ણને, કેમ સમર્યા અહીં; ઓત્રા અભિમાનને દેખે નહિ. માયા કરી માએ આંખ દુખાવી, અભિમાન ઓત્રાનિ તાંય; વિનેકરી વિનવું અંબા માય. ચોક ૩

ઓત્રા અભિમાન નજરે જોતતો, યુધ્ધે ચડતે નહિ; કૃષ્ણને દમતે જીવતો રહી, કળાકરી માએ માર્યો અભિમાન કોઠા જુદ્ધને મહિ અનેક દૈત માર્યા કૃષ્ણસંગ રહી; અમીચંદ કહે દીન દયાળી સમરેથી સુખ થાય, વિને કરી વીનવું અંબા માય. ચોક ૪.



### છંદ ૬૯ મો. રાહ ઉપર પ્રમાણે

### ગરજ વિના ગુરૂ કરે તે વિશેનો છંદ.

ગરજ વિના જઇ ગુરૂ કરેથી, જ્ઞાન નહિ આવડે, ભાવ વિના ભક્તિ ભેદ ના જડે; પ્રેમ વિના નહી નેમ રહે ભાઇ, કોઇકંળે ના પળે, ચપળ ચિત્ત જોતામાં તો ચળે, અર્કવીના જે રાત તણું હોય, તીમ્રતા ના ટળે, વરસે મેઘ છીપ બુંદ ના ગળે, સીધુ છીપ હોયે સ્વાતી

નક્ષત્રમાં મોતી પાકે બુંદ પડે, ભાવવિના ભક્તિ ભેદ ના જડે. ચોક ૧

શોધ વીના નહી જ્ઞાન બોધ થાય અજ્ઞાનતા નહી ટળે, કર્મબીજ ત્યાં સુધી ના બળે, મારી કુટીને માળે ચઢાવો, તેમાં કામ શું વળે, સિંધુ નીર કાપે નાવ જ્યારે ચલે, ગુરૂ મળેથી જ્ઞાન આવડે, બંકનાળપર ચઢે; ભાવ વીના ભક્તિ ભેદ ના જડે. ચોક ૨

સાચા ગુરૂથી જ્ઞાન આવડે દુષ્ટતા તેની ટળે; પાપ કોટી જન્મો કેરાં બળે, લોહ પારસની સંગતી થએથી હેમ થઈ હેમમાં ભળે; ચીંતા મણી ચડયો હાથ સૌ મળે, પોત રંગમાં કસર એકની નહી તો રંગ ખુબ ચડે; ભાવવિના ભકિત ભેદ ના જડે. ચોક ૩

કામ ધેન હોય ઘેર પોતાને મન કામના કરે, અનુભવી આત્મ દોષને હરે; ટેક રાખી એક માજી સમરે; મુકે હાથ શીરપરે; અમીચંદ ભકિત ભાવે છંદ કરે, પ્રેમ ભકિતથી જાયે વીમાને વાગતે નગારે ચઢે; ભાવવિના ભકિત ભેદના જડે. ચોક ૪

---

## છંદ ૭૦

(પ્રથમ નમું ગણુપતી એ રાહ)

અંબા મા મારી વારે ધાજો; આજ જમકી ફોજા છુટી,
હેરો જીવ જાશે જમ લુટી ॥

ધંન દોલત સઉ માલ ખજાના રેસે જુગમાંઈ ॥
એકીલા જાઉં આખર ભાઈ ॥
માત પિતા સઊ કુટુંબ કબીલો રેહેશે હાંનો હાંઈ,
આવે નહીં સંગ સાથ કાંઈ, આખરી વખત અળગા સઉ
રેહેશે; કેહેશે અદલ ખુટી, લેશે જીવ. ચોક ૧
પડે દુઃખ તે શહેશે જીવડો, ટગમગ સહુ જોસે; બેઠા દુસકે
સગાંરોશે, વાહાલાં સગાં વીમાસી બેઠાં કરમે દઈ દોષે,
પડયો જીવ બોલાયે નહીં મોંસે,હોંસકોસ જશે ઉડી પલકમાં
રહેશે કાયા સુતી. લેશે જીવ. ચોક ૨
અંબામાં તારી ગેંગટ ન્યારી, ખબર નહીં પડતી, કોય-
થી ન થાય તારી ગતી, આખર વખત અળગા નારેશો
માતા મારી શકિત, કરી ભકતી માગુ મુકતી; અણુચીંતા
અલકારા આવશે. અદલકી દોરી તુટી. લેશે. ચોક ૩
માયા છોડી જીવ જાશે કાયા ને દેશે સર્વ બાળી
નહી કોઈ ત્યાં જીવના વાલી. વાહારે ધાજો અંબા
અલબેલી, લેજો સંભાળી અમીચંદ કહે તુહી તુહી વાલી.
કાયા નગરી ગગરી પાણીકી જાએ જેમ ફુટી લેશે
જીવ જાશે. ચોક. ૪

---

## છંદ ૭૧ મો.

### રાહ ઉપરનો.

છુટા નાભીથી વાઘ પકડમન ઘોડા કીયા પેયમાલ પડેજીવ
સવાર હૈ ગયે કાળ

મન ઘોડે ઘણું કઠણુ બેસવું લગામ હોયજો હાથ.
ગુરૂ સંગ રાખી વળાવું સાથ.
ધીરજ ઢાલ રાખી માજી સ્મરવા જૂઠા ન કરવા ઠાઠ,
ગુરૂ કહે ન ભીડવી કોઈથી બાથ.
ઉબાણુ પેસી અધબિચ ફસાવું કોણુ લેશે સંભાળ,
પડે જીવ સવાર. ચોક ૧.
મન ઘોડે, ખવરાવે માર એ તો ભટકે ઠામો ઠામ,
કલ્પના કરી કરે એ કામ.
જુઠી કલ્પના મનની રચેલી સાચું માજીનું નામ,
સ્મરતાં આવી કરે મા કામ.
સિદ્ધ કામ કરો જ્ઞાન ઘોડો લો ખુબ બેસી જાય તાલ,
પડે જીવ સવાર ચોક ૨
જ્ઞાનરૂપી ઘોડો ગુરૂદ્વારે ભક્ત લઈને ફરે,
મારે કાળ ફેરા ભક્ત નહીં ડરે.
મન મારી વશ કરી પલકમાં ફોડ ચલે ભિત્તરે,
સાંધી સુરતા ચિત્તતો ઠરે.
સ્વગુણુ નિર્ગુણુ સંશય તળિયા તૂટ ગઈ મહાજાળ.
પડે જીવ સ્વાર. ચોક ૩
ઓહંમ સોહંમ ઉવા એકઠા છુટ ગયા ફંદા,
ઉસબીચ મુવા મન બંદા.
ગેબી ધુન લાગી રહી ગગનમે નિર્ગુણુ નિર્ભય ઝંડા,

નિરંતર પૂરણ આનંદા.
ભેદ અભેદ કહ્યું નહીં અમીચંદ માજી મદદ ઉવે ન્હાલ.
પડે જીવ સવાર. ચોક ૪

---

## છંદ ૭૨.

## પ્લેગ રૂપી તાવનો છંદ.

સંવત ૧૯૬૦ માં ઘણા પ્લેગના જોરથી મરકી થતી હતી, તે વખતે શાંન્તીનો છંદ બનાવી માજીની સ્તુતી કરી હતી તે છંદ.

પ્રથમ નમું ગણપતી, માત સરસ્વતીના ધરતા ધ્યાન એ રાહુ.

ચોગર દંમ મ્મ વંની લાઇગો વચ્ચે તમારા બાળ; મદદ કરી લેજો માજી સંભાળ, જ્વાળારૂપી શકિત તમારી શાંન્તી કરી સમાવ. પ્લેગ રૂપી નામ ધરાઇવું તાવ; નામ તાવ પણ કાળ જીવનો ત્યાં થકી બચાવ; કરૂણા લાવી માજી તું આવ. પીંખાઈ જાએ જેમ માળો પક્ષીનો તેવા થશે હવાલ; મદદ કરી લેજો માજી સંભાળ; ચોક ૧.

કહાં જાઉં ને કહું કોહને નથી જરા આધાર; કઆ વાડ જોશો નહીં લગાર, હજી નથી મારે કહેવું પડયું મા મનમા કરી વિચાર, આઇવા દુર કર્યા વિગન અપાર, મારી ફીકર હસે ઘણી તમને. હું ના સમજુ બાળ, મદદ કરી લેજો માજી સંભાળ. ચોક ૨.

અલ્પ મંતી મારો જીવ અધીરો, તેથી ના રહેવે ધીર, તું તો મારી માતા ગુણુ ગંભીર, સંસાર દુઃખનો હરીઓ વહે, મા નેત્રે ચાલે નીર, સુખનુ સ્વપનુ જુઠુ શરીર સુખ સાતામાં લેજો ઉપાડી જાણી તમારો બાળ, મદત કરી લેજો માજી સંભાળ. ચોક ૩

આઈપાં સુખ સદા કાયમ રાખજો, માગે તમારો દાસ, મુકી સુખ આવું તમારી પાસ; નકકી મારૂ ધાર્યું કરશો મને તારો વીશ્વાસ, **અમીચંદ** શમરે સ્વાસમ શ્વાસ શાન્તી કરો શેહેર સુરત દુખી, ઓગણીસે સાઠને સાલ, મદદ કરી લેજો માજી સંભાળ ચોક. ૪

---

## છંદ ૭૩ મો.

[અંબામા તારૂ દરષણુ દુર્લભ એ રાહ]

નીરમળ નામ અંબા મા તમારૂં, ધ્યાન ધરૂં મા લેજો સલામ; શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વશોછો ત્યા ત્યાં તમને કરૂં પ્રણુામ, નમું નીરાકાર ઈચ્છા શિક્ત ને બ્રહ્મા વિષ્ણું શંકર ત્રીગુણ, નમું હોમ શબ્દ ધુન ધુન કાર જ્યાં શક્તિ છે સુનમાં સુન; નમુ જમ ઇંદ્રમાં શક્તિ પાણીમાં છે રાજા વરૂણુ, તે શક્તિથી રાજ ભોગવે હરનીશ ગાય અંબાના ગુણુ; નમું શક્તિથી સૃષ્ટી રચી તમે કંઈક ભગતના કીધા કામ શક્તિ રૂપે તમે જયાં જયાં વસોછો, ત્યાં ત્યાં તમને કરૂં પ્રણુામ. ચોક ૧

નમું શાક્ત રૂપે તું જ્યાં છે, નમું શક્તિથી રહ્યો સંસાર. નમું નવદુર્ગા નવખંડ પૃથ્વી, નવ કુલ નાગ કરે ફુંફાર; નમુ શક્તિ જે શેષ નાગમાં ફેણુપર પૃથ્વીનો ઝીલ્યો ભાર, નમુ શક્તિથી માર્યા દૈત્યને. વિષ્ણુ સંગતો ધરી અવતાર, તનમાં રમે તું મનમાં રમે તું સઘળે વ્યાપીક ઠામોઠામ, શાક્ત રૂપે તમે જ્યાં જ્યાં વશોછો. ત્યાં ત્યાં તમને કરૂં પ્રમાણુ ચોક. ૨

કળી કાળમાં સાચી, દેવી ચંડીકા ચાચર વાળી, નમું નરબદા ગંગા જમના; તે શાક્તથી જાય ચાલી; નમુ ચંદ્ર સુરજમાં શક્તિ. કરે દુનિઆની રખેવાળી, નમુ નમુ નીચો વલી વલીને. અંબામાં બહુચર બાળી. હવે અંતર ન રાખો અંબામા, મારે તારા દરશનનું કામ. શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વશોછો ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ ચોક. ૩

એક ત્રીશુંળ બીજો ઘીનો દીવો, ત્યાં તો માજી તમારો વાસ; આજ આનંદ ભેર કરૂં સ્મરણુ મને દરશણુ દો મારી પુરો આશ. તનમનમાં રમ રહી મંમાયા તેરે દરશણુ બીન રહું ઉદાસ, અંબા નામ ભજું મુખ જ્યાં જાંઉં ત્યાં. કર જોડી કહું તારો દાસ; **અમીચંદ** કહે હાથ જોડી, મને દરશણુ આપો હાંને ઠામ, શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વસો છો, ત્યાં ત્યાં તમને કરૂં પ્રણુામ. ચોક. ૪.

## છંદ ૭૪.

(અંબા મા તારૂં દર્પણ દુલ્લભ, એ રાહ)

કકા થકી કહું છું કરજોડી, બત્રીશ હરફમાં સાતે-
વાર; ખખા ખુસામત કરી કહું માં, હું રંકને તારો આધાર.
ગગા ગણી રવીવારની શોભા જ્યાં દેખું ત્યાં લાલમલાલ
ઘઘા ઘણા માણેક મુગટમાં રત્નમણી છે ઝાકઝમાલ. નના
નારાએણી બેઠી તખતપર, લાલ સાડી પેરી છે રૂપાળ ચ-
ચા ચાચરવાળી ચંડીકા ચત્રભુજી ચીંતાને તાલ. છછા છા-
યામાં બેઠો તમારી; હું નીર્ધનીઓ છું નાચાર. ખખા ખુ-
સામત. ચોક ૧.

જજા જગત જાણે સોમવારે, માજી પેરે સફેત સાળુ;
ઝઝા ઝાળ ઝબુકે મોતી, પુનેમચંદ્ર મુખ રૂપાળું. નના
નાના વિધના આભુષણ મંગળનું છે પરવાળું. ટટા ટેકજ
રાખો હમારી સીંધુરીયા પેર્યો સાળુ. ઠઠા થાનકે અવી
માજીને સેવક સઉ કરે નમસ્કાર; ખખા ખુસામત ચોક ૨.

ડડા દોડી દુનીઆ સઉ આવે બુધવારના પાના લી-
લા, ઢઢા ધર્યાં આભુષણ લીલા, ધન્યભાયગ દર્શણ મીલા,
ણઅણ મુલ પોખરાજ બ્રહસ્પતિ, ગુરૂવારે સાળું પીળાં.
તતા તમારી લીલા ભરપુર થથા ઠીક છંદ આનમીલાં;
દદા દર્શણ કરૂં માજીના સેવક સઉકરે નમસ્કાર. ખખા
ખુસામત ચોક ૩.

ધધા ધુનમાં બેઠો તમારી અહંગ બાજે છે ચોતાલ નના નમું નવદુર્ગામાને પપા પ્રેમથી કરૂં સવાલ; ફફા ફીરે-માંની દુવાઇ નવખંડ અંબા માતા દીન દયાળ; બબા બીરાજે હીરા દંતપર સુકરે દેવતાં ઝાકઝમાલ. ભભા ભાનું ખીલી રહયો, મમા માના મુખડા ઉપર તેજ અપાર; ખખા ખુસામત ૪

યયા આદય ભવાની અંબીકા, સદા તમારૂં કરૂં સમ-રણ; રરા રાખો લાજ હમારી, લલા લાગું માજીને ચરણ. વવા વલખુ માના દરશણબીન; છંદ ગાવું નીત્ય નવી ધરણ, શશા શનીશર રાહુ કેતુ નવ ગ્રહ કરે માનુ સમરણ સસા સેવંક હુયો અમીચંદકે ભવસાગર ઉતારો પાર. ખખા ખુસામત ૫

### છંદ ૭૫ મો. (રાહ ઉપરનો)

અંબામાં તારૂ દર્શણ દુર્લભ દર્શણથી દુઃખ ભાગે છે;
અરજ કરી માને શીશ નમાવું ધનભાએગ રૂારૂ આજે છે.
લક્ષચોર્યાશી ફેરા ફરી મનષા અવતાર ધરાવ્યો છે;
ગુલામ તમારો આવ્યો મુસાફર માયામાં લપટાયો છે.
કામ કરોધ મોહ મચ્છર માયા દુરમતીપર ધાયો છે,
લોભ લહેર એક નદીઆ વહે છે ઉસમે જીવ ડુબાયો છે.
તુમ બીન પાર ઉતારે કોણ મા ભકતનકે શીર ગાજે છે.
અરજ કરી માને-૧
કોઇએક વખત જીવ જાગ્યો ધરમપર માયા પાછી
લપટાવે છે.

આકીન હમારૂ રેહેતુ નથી મારૂ પાપ મને અથડાવે છે.
હવે ઉપાએ શું કરૂં માતાજી હમકું કાંઈ બતાવે છે ?
ચાકર પેઠો ચીંતા મા તું મારો દીલમે બહુ ઘભરાવે છે.
મારી હકીગત સઉ તું જાણે ઘટઘટમા બીરાજે છે.
અરજ કરી માને-૨

નામ નીરંજન તું દુઃખ ભજન, નિર્ધન ને ધન આપે છે;
વાંઝીઆહોશ વાંઝીઆનો ટાળી તેને ફરજન આપે છે;
ભગત કરેમાં ભગ્તી તમારી તેને દર્શન આપે છે;
જનમ જનમના પાપ નીવારણુ એક પલકમાં કાપે છે.
બહુચર બાલી અંબે દયાલી ભગ્તન કે શીર ગાજે છે.
અરજ કરી માને-૩

મારી હકીગત કહી, મંમાયા તુમબીન કોણુ મટાવે છે;
બ્રહ્મા વીષ્નુ રૂદ્રને કહીએ તે તારા ગુણુ ગાએ છે.
સર્વ દેવના દેવ તમેછો તેરા નામકું ધ્યાએ છે.
મહારાજગીર કહે સત્ય સબ્દ તે અમરપદને પાવે છે.
અમીચંદ કહે છંદ બનાવી તારે હાથ માં લાજે છે.
અરજ કરી માને-૪

---

## છંદ ૭૬ મો.

(રાહ ઉપલો.)

જુઓ માજી હું કહું તે સાંભળો બહુચર અંબા દીન દયાળ,
સંકટ દુઃખ મારૂ કરો નીવારણુ કરજોડી કહું તારો બાળ.

ભુલ્યા ભટકતા ફીરૂં જગતમેં છોડી અમેરા દેશ બતન,
તુમબીન મેરા કોઇ નહીં વાલી જીવ કાયાકા કરો જતન.
સતસંગત સબુદ્ધી આપજો કરજોડી કહું સતવચન,
કામ ક્રોધ કબુદ્ધી ટાળજો, નીરમળ અંગ મારૂ કરજો મંન.
ઘણું ઘણું સું કહીએ અંબા મા રાખી ફીકર કરજો રખેવાળ,
સંકટ દુઃખ મારૂ—ચોક. ૧

બીજી અરજ એક સુણજો અંબામા રણુ સંબંધે આયા અહી,
બંદગી કરી મારૂં દેણુ મટાવી ઝટ પટસે ફીર જાના તહી.
મુદત બાંધીને આયા જગતમે, ઉસ દીનકી મુજે ખબર નહીં,
કરજોડી મા સવાલ કરૂ મહારા મનનાં મનોરથ પુરજો સહી.
આન અચાનક પડશે કાયા જમ જીવ લઇ જાશે તતકાળ,
સંકટ દુઃખ—ચોક ૨

ઉસીદીન મેરા બુરા હાલહે કરજોડી કહું પાએ પડી,
ઉસખાતર સબુદ્ધી આપજો તુમકુ કયા કહું ઘડી ઘડી.
ગર્ભ વાસમાં રહી કરીજે વાતો કરીતી બડી બડી,
ખુલ્લા બંધ દુનીયામેં આયા ગફલત માયા .જાળ પડી.
તારણ તરણ તુમતો જુગમાતા તેરા નામકી પકડી ઢાળ,
સંકટ દુઃખ—ચોક ૩

હુવે માજી મારી ફીકર તમને કરજોડી કહું છું કંગાળ,
જશ અપજશ માજી હુવે તમને હું અજ્ઞાની તારો બાળ.
જેવી તરેહથી બુદ્ધી આપશો તેવી તરેહથી ચાલીશ ચાલ,

તારા ભકતની નીંદા કરશે તે નરકે પડશે ચંડાળ.
અમીચંદ કહે છંદ બનાવી કરી કરૂણા સબુદ્ધી આલ,
સંકટ દુઃખ—ચોક ૪

---

## છંદ ૭૭ મો.

જળ બીન તલપે મછલી અંબા મા. દરસણુબીન તલપે તેમ નેન;
નેન નીરખસે નખશીખ છબીમાની જદ કાયામાં હોવે ચેહેન.
ચેહેન પડે ચશમોસે દેખે, ચત્રભુજી મા ગુણ ગંભીર;
ભીડ ભાગો મારી સારદા ભવાની, દરસણુ બીન નહી રેહેતી ધીર.
ધીર ધરે નહી જીવ હમારો, નેત્રથી વહે ચાલે નીર;
નીર જમનામે તલપે ગોપીકા કૃષ્ણુ કદમ લે બેઠે ચીર.
ચીર બીના જેમ તલપે ગોપીકા દર્શણુ બીના તલપે તેમ નેન;
નેન નીરખશે—ચોક ૧
ચેહેન પડે નહીં દરદીકું તેમ દરસણુ બીના મુજકુના સુખ;
સુખ સમરણુમાં રખુ તુમેરા જેમ ભુખેકી ભાંગો ભુખ.
ભુખ રખુ દરસણુકી તુમારી, નખસીખસે નીરખુ માનુ મુખ;
મુખભરી ચશમોસે દેખું, જદ કાયાકા જાવે દુઃખ,
દુઃખ દુર કરો દિન દયાળી, અંધે કુ તુમ આલો નેન,
નેન નીરખશે—ચોક ૨
ચેહેન પડે નહીં ચાચરવાળી સેવક તમારો કરે ટળવલ;
ટળવલ કરી દરશન માંગું, મારી આન અચાનક આવશે અદલ,
અદલ આવી જદ પડી રહે કાયા, ઝટપટસે દમચલા નીકલ;

નીકલ ગએ જમ લેગએ બાંધી  મનશા અવતાર જશે અફલ.
અફલ હોય દરસણુથી સફલ, જીઉ અંધેકું મીલ જાવે નેન,
નેન નીરખસેં નખસીખ–ચોક ૩

ચેહેન પડે નહીં સીતા બીના જેમ, રામચંદ્ર રઘુવીર ફીરે;
ફીરે હનુમાન સોધ નીકાલે, કુદી સમુદ્ર લંકામેં ગીરે;
ગીરે હનુમાન અશોક વાડીમેં, રામનામદે માહુવીરે;
વીર શબ્દ સુણી સીતા માને, ત્રતક્ષણુ આવી ધીરે;
ધીર આવી જોઈ રામ મુદ્રીકા, તેમ દરશણુથી સુખ પામે નેન;
નેન નીરખસે.–ચોક ૪

ચેહેન પડે નહીં તેરા ચાકરકું; લક્ષ ચોર્યાશીકી ફીકર બડી,
બડી હકીગત માજી તમારી, ગફલત માયા જાળ પડી,
પડી કાયા ફીર લક્ષ ચોર્યાશી, આ ભવ નહી આવે ઘડી ઘડી;
ઘડી પળકી ખબર તુંમકું. આવો માજી તમે સીંહે ચડી,
ચડી આવો કહે **અમીચંદ** મા, મેહેર દ્રષ્ટીથી મીલાદો નેન,
નેન નીરખસે નખસીખ છબીમાની જદ કાયામેં હોવે-
ચેહેન–ચોક ૫

---

## છંદ ૭૮.

### રાહ ઉપરનો.

સાચું સમરણુ અંબામાનું આ સંસાર સઘળો ખોટો,
છે છે છે છે નથી નથીમા જેમ પાણીનો પરપોટો; કચી કાયા
ઘર ભાડુતી; પંચતત્વનું થયું તૈયાર, જીવ મુસાફર આવી

રહ્યો મોહી અવધ બાંધીને ધર્યો અવતાર. કાયા શેહેરમાં મન સોદાગાર પ્રવૃતી નીરવૃતી બે નાર, પ્રવૃતીના પાંચ પુત્ર કામ ક્રોધ–લોભ–મોહ–મદ નિરધાર. તે પાંચો એ વેપાર કીધો તે વેપારમાં લાગ્યો ટોટો. છે છેછેછે. ચોક ૧

તુટી પેઢી લુટી કાયા, નથી જમડાનું વાયછુ જોર; નાઠી પ્રવૃતી નાઠા પુત્ર પાંચ કામ ક્રોધ જે ચોરના ચોર, કરનારા તો ખશી ગયા પણ જીવ બાપડો પડયો અઘોર ચોર કરી જમે બાંધ્યો જીવને માર માર કરી શોરબકોર. પડે મારને રૂદન કરે જીવ નીવૃતી સામુ જોતો, છેછેછેછે ચોક ૨.

નીવૃતી કહે સુણો રાજા પ્રવૃતી તમારી ખશી ગઈ; નીવૃતીના પુત્ર ધસ્યા જે દયા ધરમ હીરદેમેં વસી. તપ જપ કરે ધરમધ્યાન તેને બીજી વાતની નુન્ય કશી; આખર વખતે વેમાન આવ્યું અંબા નામસે ગયા બેસી, નીવૃતીથી, સ્વર્ગે ગયો જીવ પ્રવૃતિથી રોતોતો, છેછેછેછે–ચોક ૩.

પ્રવૃતી મારી દૂર કરી નીવૃતીનો કરાવજો સંગ જોબન જુવાની જતી રહેશે જેમ ઉડી જાએ ગુલાબી રંગ; મહારાજગીર ગએ ભુખણદાસ તેને જીતી જગતમાં કરી સંતસંગ. અમીચંદ કહે છંદ બનાવી ગીઢગીડતાલ બાજે છે મૃદંગ, જનમ લઈ જનુની નહી જાય્યો મીથ્યા અવતાર છે ખોટો. છેછેછેછે–ચોક. ૪.

---

## છંદ ૭૯.

અનેક નામે અંબા ભજુ, મા મુખશે તજુ તારૂ નામ નહિ. સદા શરણુમેં પાસ રખો મારે તુમ બી ન કોઈનું કામ નહીં, કચી કાયા જુઠી માયા કોઈ કોઇનો સંસાર નહીં. માત પીતા ઓર ભાઈબંધ જે પરણી આનાર નહી. ધન દોલત ઓર માલ ખજાના કોઇ કોઇનો પરીવાર નહીં. કામ ક્રોધ સઉ તજોને પ્રાણી મન કરવો હુંકાર નહીં. ઘટ ઘટ વ્યાપી રહી મંમંયા. તેરે બીના સુના ઠામ નહીં; સદા શરણુમે પાસ. ચોક. ૧

અંબામાં મારી અરજી શીકારો તુમ બીન કોઈ દાતાર નહીં ધન દોલતના સગાં સંબંધી તેરે બીન કોઇ આધાર નહીં. સકળ વ્યાપી રહી મંમાયા. તેરા પાયા કોઇ પાર નહીં. મુજ બાળકપર કરજો કરૂણા, ફીર આપશો અવતાર નહીં. બંદગી કરવા આ દેશ આવ્યો, આ કંઈ અમારૂ ગામ નહીં. સદા શરણુમેં પાસ. ચોક. ૨

મે ગુનેહુગાર બંદગીકુ આયા બંદગી તમારો કરીં નહીં. પુરવ જન્મને પાપે કરી મા રતી હુમારી ફરી નહીં, પર નીંદા પરનારી ભોગવી ભક્તિ માજીની કરી નહીં, રાગ તાંનમે જનમ ગુમાયા મારી ગરજ કંઇ સરી નહીં. હુવે તમારો પાલવ પકડયો છોડુ તમારૂં ધામ નહીં. સદા શરણુમાં. ચોક ૩

છોરૂ કછોરૂં થાય માતાજી, તુમકું એમ લાયક નહીં. હુતો તમારો ગુલામ કેવાયો, મને વિસારો છેક નહીં; જીવંતાં જશ આપો દુનીઆમેં, જાય હમારો ટેક નહીં હાથ જોડી કહુ સેવક તમારો. મારે કોઇ અનેક નહીં; અમીચંદ કહે છંદ બનાવી, ચુકું તમારૂં નામ નહીં સદા શરણમાં. ચોક. ૪.

---

## છંદ ૮૦ મો.

(અંબા મા તારૂ દરશણ દુર્લભ એ રાહ)

આજ ફકીરી બસ ગઈ તનમે મનમે ખાખ રમાવીંગે ધુની લગા કર બેઠે દંગલમેં અંબાસે ધ્યાન લગાવીંગે. કફની કંઠા શેલી બતવા તનપર નહી શોહા વીંગે, અલેક જગા કર ફીરૂ બસ્તીમે ઊસમે નફા નહિ પાવીંગે, ધન દોલત ઓર માલ ખજાના ધર પ્રથ્વીપર જાવીંગે માત પીતા ઓર કુટુંબ કબીલા સંગ સાથ નહી આવીંગે, તનકે તકીએ મનકે ગલીચા ધર આસન ઝમાવીંગે. ધુની લગા કર બેઠે દંગલમે અંબાસે ધ્યાન લગાવિંગે. ચોક ૧.

જોગી હોકર જંગલો ફીરતે જળજમના તિર નાવીંગે કલકતા મદ્રાસ દીલ્હી ઉંજજંનમે અલેક જગાવીંગે; કાશી કાશમેર કરણાટક ફીર ફીર પીછે ઘર આવીંગે, અમ સબ તીરથકુ પ્રમાણ કરતાં ઉવાંસે શીસ નમાવીંગે. ભેખલીઆ ઓર ટેક રખા નહીં; જુઠાં મુડ મુડાવીંગે; ધુની લગા કર બેઠે દંગલમે અંબાસે ધ્યાન લગાવિંગે; ચોક ૨

ખાખ લગાઈ ખાખી બાવા ઝોળી ઝુંડાલે જાવિંગે, ગંગા જમના ગોમતી ગોદાવરી નરબદાં તીર નાવીંગે, એક દીલ એક ચીતે ભજે તને ઓ નર એ ફળ પાવીંગે, નીશ્ચે તુંહી તુંહી એક રૂપ નહી ભુલા મન ભટકાવિંગે. એક લેહ મઇયા લગી તમારી લક્ષ ચોર્યાસી મીટાવીંગે ધુની લગા કર બેઠે, દંગલમે અંબાસે ધ્યાન લગાવીંગે ચોક ૩.

ગુરૂ અમારે તુહી ઘટ મ્યાને જ્ઞાનસે ધ્યાન મીલાવીંગે, જે કોઈ બીરલા સમજે ગુરૂજ્ઞાન ઓ તેરા ગુણગાવીંગે, આપ અપ્પકે મનશે સમજના ઓર કીયા સમજાવીંગે, આખર મરના સબકુ માંલમ ભુલા ફીર પરતાવીંગે અમી-ચંદ કેહે છંદ બનાવી, તેરે નામોકી માળા જપાવીંગે ધુની લગાકે બેઠે દંગલમે અંબાસે ધ્યાન લગાવીંગે ચોક ૪

---

## છંદ ૮૧ મો.

(અંબા મા તારૂ દર્શણુ દુર્લભ એ રાહ)

મરવું હક અંબા માતા, મારે સાચું હમારૂ એજ વતન; લખચોરાશી ફેરા મીટાવા, કરી આવ્યો છું કોલ બચન, લક્ષ ચોરાશી ભટકયો પ્રાણી, તાંતો ઘણું જીવ પામ્યો દુખ; કરગરી કંગાળ બોલ્યો પ્રાણી, ધરમ રાજ બેઠાં સન મુખ; હાથ જોડી કે આપો આજ્ઞા મનસા અવતારની મારે

જીખ, રજા હશે ત્યાં સુધી રહીશું, એટલી હમારી વીચારો રૂખ; હું તો ગુનેગારછું તમારો પ્રથ્વિપર જઈ કરૂં ભજન લક્ષ ચોરાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન ચોક ૧

તે વખત ત્યાં દેછે શીખામણ, સાંભળ જીવતું ધરીને ધ્યાન; મુસાફરી એ ઘણી કઠણ ત્યાં કળજુગ વાપ્યો છે મસ્તાન, અંધાર પીછોડો લાખ્યો જગ્તમાં, માયાનું સો છે મંડાણ, તે થકી ચેત ચેતજે પ્રાણી આગળ થકી તુને કરૂ છું જાણ; સુખ દુઃખ જાઓ ભોગવો પ્રથવીપર એક નામનું કરજો ભજન લક્ષ ચોર્યાશિ ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન ચોક ૨

નવમાસ ધરી ધ્યાન જન્મો, બાળા પણ તો ગયું અજાણ; બની જુવાન ફાંકડો મુસાફર ભર જોબનમાં થયો પેલવાન; કરી દુનીઆમાં સેલ મોટા મોટા મેહેલ ગેલ કરે છે રાગ તાન દોલત દુનીઆ દેખી ફુલાય પ્રાણી કામ ક્રોધ કરે છે અભીમાન. ચાર દાહાડાનું ચાદરણું તેમ ગઈ જુવાની થયું ઘડપણ, લક્ષ ચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન ચોક ૩.

દડમજલ ફોજ છુટી જમની અદલ હુકમદે રાજા ધરમ, પડયો ગેરો જઇ કાયા ઉપર નવસે નાડી પડી નરમ; ટગમગ જુવે સગા ભાઇબંધ ટવળે પ્રાણી નહી પડતી ગમ, કર અટક્યા કરામત ઘટી ગઈ દશ દરવાજે પેઠા

જમ, અગમ વાત પેલી સુજી ધ્રુજી જીવ થર થર કાંપે ને કરે રૂદન લક્ષ ચોરાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલબચન ચોક ૪,

પડયો પડયો વીચારે પ્રાણી પડી અંધારી માયા જાળ; આવ્યો છોડવા ને બાંધ્યો ગાંસડો ઉલતું પાપ વળગ્યું ઝંઝાળ; પડયો જીવ અઘોર વીમાસી એટલામાં આવ્યો અંતકાળ, અધર ઉંડયા જમ લઇને જીવડા ત્યાં તેના થયા બુરા હવાલ તે નરક કુંડમાં લાખ્યો પ્રાણી પડે દુઃખ ને કરે રૂદન; લક્ષ ચોરાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન ચોક ૫.

નહી જગ્ત જીતાયું કોઇથી પાપી પેટ જુઠી માયા. સ્વારથી સૌ સગા દ્રવ્યના ધન દોલતપર કરે ચાહા; પડયું હશે જે તે તહાં રહેશે ફુંકી દેશે કંચન કાયા અમર નામ એક રહેશે જગ્તમાં માજી નામ જે ગુણગાયા અમીચંદ કહે હાથ જોડી મારા અંબામાં થાજો પ્રસન, લક્ષ ચોરાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન, ચોક ૬.

---

## છંદ ૮૨ મો.

### (રાહ ઉપરનો)

મહા સાગર દરિયા વહે સંસાર રૂપી જાય નીરમળ નીર; બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર;

થકી રેલ લોભ લેહેર નદીની તે અંદરથી ઉતરવું પાર;
કામ ક્રોધ મોહ રૂપી વમળ ફરે, તે અંદરથી તું ઉગાર
મગર મચ્છ થઈ વળગ્યાં છોકરાં બૈરી સઉ કુટુંબ પરીવાર;
જાળ પડી માયાની તુમારી, તે આગળ સઉ છે નાચાર
પવન રૂપીમાં પાપ ડુબાવે, નથી રહેતી છાતીને ધીર,
બેઠો નાવ કરી એક નામની, અંબા ઉતારો પેલે તીર.
ચોક ૧

સુકાન ફરે તેમ મન ફરે મા થઈ રહ્યું ડાલમ ડોલે,
ધમરી ખાઇ પડશે, શઢ ભાંગી ધર્મ ધજા ફરફર બોલે;
જીવ ગભરાઇ અથડાઈ પડશે પૃથ્વી મુકુ શીશ અંબા ખોળે
ખુદુ ખુદુ થઇ રહ્યો જીવડો લોભ લેહેરની વાગે છોળે,
તું માતા મારી જુગ જુગ દાતા અંબા માતા ગુણ ગંભીર
બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર. ચોક ૨

લઈ મુકોમા દેશ હમાંરે હું બેઠો તારે વિશવાશે
તુંહી તુંહી કરી કરૂં છું સ્મરણ તરવાની મારે આશે,
કરી મહેર દેશમાં લઈ જાઓ આવવું પરદેશ મીટી જાશે,
લક્ષ ચોર્યાશી ભુલા ભટકવું મીટાવ કહે તારો દાશે, ભુલ
પાડી ભટકાવશો નહીં સદા રાખો મન મારૂં થીર; બેઠો
નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર. ચોક ૩.

સંસાર સમુદ્રમાં પડયો જીથવી અંબામાં સાંભળજો
સવાલ, ચોગરદમથી ગયો ઘેરાઈ ઉપર પડી માયાની જાળ;
હજી માજી થઈ કીરપા તમારી અંબામા તું દીન

દયાળ, રાખી નામનો આશરો તારો હું તો બેઠો માત મને ઝાલ. અમીચંદ કે પાર ઉતારો આખર ખાખ થશેરે શરીર બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર. ચોક ૪

---

## છંદ ૮૩ મો.

(રાહ ઉપરનો)

ધારી વાત નહી થઈ હમારી મનકી રહી મનમા માજી હુકમ થયો નહી રહ્યો જાય જીવ જમ પેઠા તનમાં માજી; કોડી કોડી ધન જોડી મેળવું; પ્રપંચ બહુ કરતો માજી, કાવા દાવા કરી જગ્તમો પાપી પેટ ભરતો માજી. થન થન વાચા ઠગાઈ કરતો દયા નહિ ધરતો માજી મુરખ મન નહિ સમજે પ્રાણી શીરપર કાળ ફરતો માજી; વણુજ કરી વેપારી બન્યો લપટાયો ધનમાં માજી, હુકમ થયો નહિ રહો જાએ જીવ જમ પેઠા તનમાં માજી, ચોક ૧

મેડી માળીઆં બાંધી બેઠો જીવ ગર્વ કરી રહેતો મા જી, માત પીતા ભાઇબંધ સગા સૌ સાથને એમ કહેતો માજી; ખાવો પીવો ખરચો ધન દોલત સત વાત નહી લેતો માજી; દગલે દગલે પાપ થયું નહી ધરમ દાન દેતો માજી; આજ કાલમાં જીંદગી પુરી થઇ નહી રહ્યું મન સમરણમાં માજી, હુકમ થયો નહિ રહ્યો જાય જીવ જમ પેઠા તનમાં માજી, ચોક ૨

ગયા સ્વાસ સૌ છોડી આશમાં આખર છે મરવું માજી,

કર્યાં કર્મ ભોગવવા પૃથ્વીપર ચોરાશી ફરવું માજી; કામ ક્રોધ લોભ મોહમદ એ પાંચેથી ડરવું, માજી, કઠણ મહા સંસાર સમુદ્ર ભવ સાગર તરવું માજી. ચડયો લસ્કરી લડવા ને તું ઉગારજે રણમાં માજી, હુકમ થયો નહીં રહો જાય જીવ જમ પેઠા તનમાં માજી. ચોક ૩

ચાર દીશા ઔર અડશેઠ તીરથ બહુ ભલા ભટકો માજી, આખર પડયો અડબડીઆ ખાઇને કંઠે પ્રાણ અટકો માજી કરે અદલની બદલ નહી છોડી કાયા પ્રાણ છટકો માજી, મરણ વેળા મુસ્કેલ અંબા દો જ્ઞાન રૂપી ચટકો માજી, અમીચંદ કહે હાથ જોડી રહું પરસન દરસણમાં માજી, હુકમ થયો નહિ રહો જાય જીવ જમ પેઠા તનમાં માજી, ચોક ૪.

---

## છંદ ૮૪.

(રાહ ઉપરનો)

ચેત ચેતન ચોબદાર સ્વાર દઠ મજલ ફોજ જમકી છુટી; ભજમંન અંબા માત સમર જીવ જમે કાયા નગરી લૂટી શહેર તમારૂં થયું બેરાને મનરાજા શું કરે વિચાર; ચઢી અણચિંતુ લશ્કર આવ્યું પડયો પડાવ જઈ દસે દુવાર. ગેબી ગોળા આવ્યા ઉછળતા કામ ક્રોધ નાઠા અહંકાર; સુર સિપાઈ લગે ભાગને છુપ ગયે નેકી ચોબદાર; પછી જીવ સંકેલવા બેઠો આવી આપણી અદલ ખુટી; ભજ મંન અંબા માત સમર જીવ. ચોક ૧

ફતેહ થઈ જમ રાજાની જીવ હારી ફરે છે થઇ નિર-
બળ, ધન માજીએ માયા તમારી ખુબ જુક્તિથી કરી
અક્કલ; નવસાં નાડી બોતેર કોટડી વ્યાપી રહ્યું જમનું પા-
ચહલ; જીવ કરે ગભરાઈ મનસુબો જાવું બ્રહ્માંડે થાઉ અ-
અવિચલ; નાભી કમળથી છટકયો જીવ તેવો જમ બેઠો
કરી મજબુતી; ભજમંન અંબા માત સમર. ચોક ૨

નાભી કમળથી છટકયો જીવ તેવો જમ બેઠો તે દ્વાર
ઘેરી; નથી ગતી બ્રહ્માંડે જવાની એ માજી લીલા તેરી;
ધમણુ ચાલે જીવ ગભરાયે ચઢ ઉતર કરે ફેરાફેરી; કંઠ
આગળ જઇ રહ્યો જીવ જમે બાંધયો જીવને લઈ ઘેરી;
નથી ચલણુ ત્યાં આગળ કોઇનું આવી અહલ દોરી તુટી;
ભજમન અંબામાત સમર ચોક ૩

કાયા નગરિ હારી ગયો જીવ ધન દોલત રહયાં પૃથ્વી
પર; પાપ પુન્ય બે સાથે રહયાં જીવ જમ ચાયલા ઉંચકી
અધર; અરે મનડા તુંતો માત માજી નામનું સમરણુકર,
અંતકાળની વખત બુરી મારો સાંભળી જીવ ધ્રુજે થરથર;
અમીચંદ કહે જશે જીવ જેમ પીંજરથી ઉડી તુતી; ભજ
મન અંબામાત. ચોક ૪

---

## છંદ ૮૫ મો.

(રાહ ઉપરનો)

શમાલ મંન મસ્તાન મેરા દીલ માયામાં કયું ગયો
બલક, અલગ રહેશે તારી કાયા સુતી દેખે તમાસા સારી

ખલક, તું તારૂં તપાસ મુંન હવે મનુષ્યા અવતાર નહિ હશે; સમરી સત ગુરૂ શરણે રહેજે અંબા તારી આશા પુરશે; અનુભવ સુરજ ઉદે કરે તે સહેજે અંધારૂ મટી જશે; આ અવસર ગયો ફરી નહિ આવે પછી પસ્તાવો પુરો થશે; જાત જીવની જોઇ નહિ ગયો મનખો હમારો અજી તલક, અલગ રહેશે તારી, ચોક ૧

રત્ન મણી મનુષ્યા દેહ આવ્યો માટે મારગ સીધા ચાલો; અમૃત આવ્યું હાથ તમારે તેને ઝડપ પકડી ઝાલો; કયાંથી આવ્યાને કયાં જવું તેની પરખી પ્રીત પુરવ ભાળો, આદ્ય શકતીનું સમરણ કરી મે હાથ લીધો પ્રેમનો પ્યાલો; કાયા માયા છે કારમી પડે કાયા જીવ રહે નહી પલક, અલગ રહેશે તારી ચોક ૨

અનુભવ મારા ઉરમાં આવ્યો સુથળ સુક્ષ્મ ભેદ બતલાયવો; ઓહું સોહું નાભીથી ઉપડે સુનમાં જઇને સમાયવો; દુરજાણ્યોતો દેવ હમારો પ્રીતે પાસ મને પરખાયવો; ભ્રાંન્તી ભાંગી ભેદ ભરપુર જાણ્યો ગુરૂએ શાનમા સમજાયવો; ઉઘડયો અનુભવ થયું અજવાળું કોટી સુર્ય તેજ રહ્યા જળક. અલગ રહેશે તારી ચોક ૩

પ્રેમ પ્યાલો પીધો માજી નામનો કોટી જન્મ કુમતી કાપી. અમરમંત્ર અવીનાશીનો આપી અમર પટો વળી લખી આપી; આણુંહલેર માએ હાથ ઝાલ્યો પુત્ર કરી

રાખ્યો થાપી;

આવાગમન દુખ સેજે મટાડે, સચરાચરમાં રહી વ્યાપી,
**અમીચંદ** કહે માજી નામની બાંધી ઢાલ સદા રહે ઢળક
અલગ રહેશે તારી ચોક. ૪

---

## છંદ ૮૯ મો.

ગાવું હોય તો ગાઈ લો ભાઈઓ, ભજન કરો સૌ ધ્યાન ધરી,
ધ્યાન ધરી કોઈ ગાતું હોય તેમાં, તલપ મારી નહીં ગાવું ફરી.
ફરી જાય તેની મનની વૃત્તિ, તેનો તું કંઈ કર વિચાર,
વિચાર કરી વિવેકથી બોલો; કરો સમાગમ ગુરૂ દ્વાર,
ગુરૂ દ્વારની ગુરૂ ગમ ન્યારી. ગુરૂ જ્ઞાને તરીએ પાર,
પાર ઉતારે ભવ જળ તારે, મોક્ષ માર્ગ બતલાવે દ્વાર,
દ્વાર દુર છે કઠણુ માર્ગ, તપસ્વી મુની રહ્યા ધ્યાન ધરી.
ધ્યાન ધરી ચોક ૧.

ફરી હવે હું નથી કંહેવાનો, ધરી બેઠો અંબાનું ધ્યાન,
ધ્યાન ધરી છંદ ગાઉં અંબાના, સર્વ જનનું કરે કલ્યાણ,
કલ્યાણુ થાય આત્માને ઓળખે, તદ્રુપ બનીને વર્તે સમાન;
સમાન દ્રષ્ટિએ સૌને વર્તે, હું મારૂં મૂકી અભિમાન.
અભિમાન મૂકીને સાંભળો, આદ્ય અંબાનું ધ્યાન ધરી,
ધાન ધરી ચોક ૨.

ફરી વખત આવો નહીં આવે, બળી ખાખ થશે આ તન,
આ તન મારૂં આ ભવનું છે, મિથ્યા મારૂં કરી માને મન,

મન માર ખવાડે જગતમાં, મારૂં મારૂં કરી મેળવે ધન,
ધન માલ સૌ રહેશે જગત્માં સાચું ધન માનું દર્શન,
દર્શનથી પ્રસન્ન થાય માજી, ભકિત કરો સૌ ધ્યાન ધરી,
ધ્યાન ધરી ચોક ૩.

ફરી ફરીને થાકયો આ જીવ, જન્મ મરણનું મોટું દુઃખ,
દુઃખ દરિયામાં ડુબી મૂઓ જીવ, નથી જરા સ્વપ્નામાં સુખ;
સુખ જુવે જીવ સ્વપ્ના જેવું, જાગે જુઠું ના ભાંગે ભૂખ;
ભૂખ ન ભાંગી ભવો ભવ ભમ્યો, ભજન કરે માનું નિરખ્યું મુખ.
મુખ નિરખ્યું અમીચંદ કહે, શ્વાસો શ્વાસ માનું ધ્યાન ધરી,
ધ્યાન ધરી ચોક ૪.

---

## છંદ ૮૭ મો. રાહ ઉપરનો.

### નીરંજન ગુરૂ વિષેનો છંદ.

શીષ્ય કહે શિર નામી સત ગુરૂને એક પ્રાણી એમ કરે ઉચ્ચાર,
માયા રહીત લેપન નહી જેને ગુરૂ કરવા કહે નીરાકાર;
ગુરૂ કહે સાંભળ ચીત્ત ધરી, મારી ટુંક બુદ્ધિ હું અલ્પ મતી,
સહેજ સાધારણ કહું દાખલો, જુઓ શાસ્ત્ર નહિ જુઠ રતી,
આદ્ય શક્તિનું સ્મરણ કરી કહું બુદ્ધિ આપે મારી સરસ્વતી,
નિરાકારના શિષ્ય કોણ છે સાકારના બતલાવું અતિ;
નિરવિકાર નિસ્પન્ન નહિ જેને શું કરવા જન્મે સંસાર,
માયા રહીત લેપન નહી. ચોક ૧.

માયા વિના સંસાર નહી, સંસાર વિના નહિ પાર મળે,
શિવ બ્રહ્માના સાકાર ગુરૂ છે, નારદ ગુરૂ પાર્વતીના ભળે,
વસિષ્ઠ ગુરૂ રામચંદ્રના ગુરૂ વિના નહિ જ્ઞાન મળે;
સુકદેવે ગુરૂ જનક કર્યા વાલ્મિક સીતાના નહિ ટળે;
નિરાકાર જો ગુરૂ થાત તો, મહાત્મ પુરૂષ કેમ કરતે વિચાર;

માયા રહીત લેપન નહી. ચોક ૨.

મતલબી સંસાર સઘળો, બીન મતલબી કોઈ બતલાવે,
મતલબ ત્યાં માયાનો પસારો માયા છોડી કહી નહિ જાવે;
આગે માયા પીછે બ્રહ્મ એમ નીરમળદાસ ભજન ગાવે;
અસુરી માયા દુર કરી દૈવ માયામાં દીલ લલચાવે;
સંશે મનનો કાઢી નાંખવો બીન સંશેથી ઉતરે પાર;

માયા રહિત લેપન નહી ચોક ૩.

સ્વગુરૂનું શોધન શોધી આત્મ જ્ઞાને ધ્યાન ધરો,
ગુરૂ ઉપદેશ લઈ જાપ જપી ને શુદ્ધ દિલથી ક્રીયા કરો;
રૂપ મટી અરૂપમાં ભળસો, ગુરૂ જ્ઞાને ભવ જળ તરો;
નીરાકારને ગુરૂ કરી પછી કહો ભજન તમે કોનું કરો;
**અમીચંદ** કહે પરીબ્રહ્મ પરમેશ્વર, નિરંજન નીરાકાર;

માયા રહીત લેપન નહી. ચોક ૪.



## છંદ ૮૮ મો.

મંગળકારિ મંગળવાર છે, સદા મંગળ મા કરતા રહો;
મંગળ મુર્તિ પુજે સર્વ જંન, મંમાયા દુખ હરતા રહો;
સેવક સાધે મંગળવારમાં, શુભ કામ સિદ્ધ કરવાને,
મેષરાશીના ગુરૂ મંગળમાં હું તો બેઠો ધ્યાન ધરવાને;
જોગ સાધી ચંદ્ર જોગણી, સદા સંકટ દુઃખ હરવાને;
ભવ જલ તારો પાર ઉતારો, મટે ચોર્યાશી ફરવાને;
ધુંન લગાવી બેઠો મા, આવી સેવકપર ધ્યાન ધરતા રહો;
મંગળ મુર્તિ પુંજે સર્વજંન ચોક ૧.

જોગ સાધવો સહેલો નથી મા, પૂર્ણ દ્રષ્ટી જો હોય તારી;
મહેર વિના મારૂં કાંઇ ન ચાલે, કૃપા કરો કલ્યાણ કારી;
સાંધા વાંધા ઘણા આવે મા, હું પદમાં કંઈ ગયા હારી,
સેવકજંન સૌ ધ્યાન ધરજો, ન કરશો તારી મારી;
સતગુરૂની સંગત કરજો, નુગરાથી સૌ ડરતા રહો;
મંગળ મુર્તિ પુજે સર્વજંન. ચોક ૨.

ભકિત કરવી ભાવે ભક્તજન, કોઈની ન રાખવી દરકાર;
સાધન સાંધોં એ છંદ મંત્ર છે, શુભ મુર્તમાં થયા તૈયાર.
એક ચિત્ત સ્થીર સ્થાવર રાખી, સમરી લીધો મા તત્વ સાર;
શાસ્ત્ર ભેદ મુકી છંદ ગાંઉં, મારો બેડો ઉતારો અંબા પાર;
એક એક મારે તુંહી તુંહી અંબા, રક્ષા કારણ ફરતા રહો;
મંગળ મુર્તિ પુજે સર્વજંન ચોક ૩.

મંગળ વારે માજીને સમરે, મનમાયના સુખ આપે એ,
બાલકને બળ બુદ્ધિ આપે, પુત્ર કરીને સ્થાપે એ;
રીદ્ધી સિદ્ધી કરે વંસની વૃદ્ધિ, આવ્યાં સંકટ કાપે એ,
એ કહું તે તુંહી તુંહી અંબા, સચરાચરમાં વાપે એ.
અમીચંદ કહે મંગળ કરો સૌ સત શબ્દ ઓચરતા
રહો; મંગળ મુર્તિ પુજે સર્વંજંન ચોક ૪.

---

## છંદ ૮૯ મો.

(રાહ ઉપરને।)

શત ગુરૂને ઉપદેશ બતાયા, ચેલા ચેતવણી કર કરલો;
કુથલી છોડી શાર વસ્તુ પકડકર. માજી નામ સમર કરલો;
જનમ લીયા જદ કયા લે આયા, કયા જગતંનમે આકર લો;
બની સોદાગર આયા જગતમાં કરબંદગી સોદા કરલો;
બડી ફજરમેં અસ્નાન કરના, માજી નામ ભાવલા કરલો;
ધર્મ ધ્યાન તો સંપત પરહે દયા દાનસે નફા કરલો;
દયા દાન છે સૌથી મોટું કરી હોરત ફર ફર કરલો;
કુથલી છોડી શાર વસ્તુ પકડ કર માજી નામ સમર કરલો
ચોક ૧

સાત પાંચકુ છોડ ગુરૂકે માજી નામકા ખપ કરલો;
એકી નામસે ભજ લો અંબા ધ્યાન ધરી તુમ જપ કર લો;
કામ ક્રોધકુ દુર કરી ફીર, માજી નામકા ખપ કરલો;

હોઇ નામસે તરો ભવસાગર ગુરૂજ્ઞાન તેં ચપ કરલો;
કર્મ કુટતા જન્મ જશે ભાઇ, માજી નામ ધ્યાન ધર કરલો;
કુથલી છોડી સાર વસ્તુ પકડ કર, માજી નામ સમર કરલો;
ચોક ૨.

મારૂં મારૂં શું કરે મુર્ખા, પ્રાણી તુંમ ખટપટ કરલો;
પાઉ પલકી ખબર નહિ કરના, સુકૃીત ઝટપટ કરલો;
ખરી વસ્તુ ખપ કરી સંઘરજો, ખોટા સંગ તુંમ મત કરલો;
કાયાકા મત રખો ભરોસા, ગુરૂ જ્ઞાન તે અગત કરલો;
માના સણગારનો પાર ન આવે, મોટી વસ્તુ ધ્યાન ધર કરલો;
કુથલી છોડી સાર વસ્તુ પકડકર માજી નામ સમર કરલો.
ચોક ૩

કાયા કંચન મન રતન ભાઈ, સમજ દીલમે જતન કરલો;
આન પડે સંસારસમુદ્રમે તીરનેકા તો મથન કરલો;
ફીરો શહેર વસ્તી જંગલોમેં અંબા નામસે રટણ કરલો;
ભલી બુરી બે રહેશે જગતમેં ચેતી ચીત ચેતન કરલો;
**અમીચંદ** કહે છંદ બનાવી અમકુ ચેલા તુમ કર કરલો;
કુથલી છોડી શાર વસ્તુ પકડકર, માજી નામ સમર કરલો;
ચોક ૪

## ભલા શિષ્યની યાદી.

કંઈક માણુસો થોડા ઘણા છંદ શીખે તર્ક બાંધી જાતે છંદ બનાવી ગાય છે. પણ આ શીવલાલભાઇ ઘણા

વરસના જુના અનુભવી છે છતાં એક ટેકથી ગુરૂની વાણી ગુરૂ તરીકે માની તેનીજ વાણી પર ને તેનાજ બનાવેલા છંદ પર પ્રેમ રાખી માજીના છંદ ગાતા ત્રીસ અથવા બત્રીસ વરસ થયાં પણ પોતાનો ભાવ છે તેવોને તેવોજ રાખી તેના તેજ છંદ ગાય છે. પોતામાં બનાવવાની સત્તા છે તે ઉપરથી આ નીચે લખેલા છંદ બનાવી ગુરૂની વાણી પર ભાવ બતાવ્યા છે તે વિષેનો છંદ. એ શિવલાલભાઈ શાંત સ્વભાવના ને ઉદાર મનના હતા સન ૧૯૬૬ ના ભાદરવા વદ ૫ ને શનીવારે માજી શરણ થાય છે.

---

## છંદ ૯૦.

## અંબામા તારૂ દર્શણ દુર્લભ એ રાહ.

જાતે બનાવી નથી ગાતો મા, ગુરૂની વાણીપર રાખી પ્રેમ;
ગુરૂ મંત્રમાં છંદ માજીના, હરદમ ગાઈ હું રાખું નેમ. ટેક.
તારા ભકતની લાજ રાખે તું, અનુભવી તારા જાણે ગુણ;
શુદ્ધ કરી સમજીને શોધી, છંદમાં શબ્દ રાખે ચુન ચુન.
સર્વ શાસ્ત્રનો સાર લઈ તમે કર્યા કામ પર રાખી ધુન,
વૈરાગ વિવેકમાં રહી કરી જુએ, ભીત્તરસમજી શુન્યમાંશુન્ય.
જાગ્રત સ્વપ્ન શુશુપ્તિ તુરીઆ, ચાર અવસ્થા સમજે જેમ,
ગુરૂ મંત્રમાં ચોક. ૧
ચાળીસ વરસ થયાં ટેક રાખી કરી, ભકિત અનુભવ મેળવ્યો સહી.
હર નવરાતર આસો મહિને, છંદ ગાએ અંબામાં જઈ.

ભકિત કરતા ભક્ત કહેવાયા, પડી છાપ જગતનને મહીં,
આનું ધર્યું એને માજી નામનું આકીન મુકી નહિ ભટકયા કંઈ,
વેદ પુરાણુ શાસ્ત્ર સાંભળી સત સમાગમ કરે છે તેમ,
ગુરૂ મંત્રમાં, ચોક ૨

એવા અનુભવી સ્થિર મનના, ભકિત કરી ભજ્યા માજી,
સંકટ સમે સમરેથી આવે, ઝટ દરશન દે અંબાજી.
ભય દુઃખ ભાંગે ભવ જળ તારે, શરણુંગતને શીર ગાજી.
માજી ભજી માજી રૂપ બન્યા તે, છંદમાં ખામી રહે કેમ,
ગુરૂ મંત્રમાં. ચોક. ૩

આવા ભકતને ગુરૂ કરી લઇ, છંદ ગાઈ હું કરૂં ભજન.
હાથે જોડતા બાધક આવે, ગુસ્સે થાય તો કરે વીઘન.
મુખત્યાર બારિષ્ટર ભાષણ કરે તેમાં, બારિષ્ટર પર રહે વજન
તેવા તમારા ભગત **અમીચંદ** ગુરૂ કર્યા મેં સાંભળી છંદ.
એ છંદ ગાતાં આનંદ થયો શીવલાલભાઇ રંગીલદાસ કેમ.
ગુરૂ મંત્રમાં ચોક ૪ થો

---

## છંદ ૯૧ મો.

(અંબા મા તારૂં દરશણ દુલ્લભ એ રાહ)

આપો આજ્ઞા અંબા માતા, હાથ જોડી માગુ છું રજા,
વિવાદ થકી જ્યાં ગાનું થયું ત્યાં, નહી ભક્તિની રહી મજા,
મારૂં ચીત મા હવે હમણાં તારા ઉપરથી ખસી ગયું,
કરી અરસ્યા છંદ બોલે, તે છંદ પર છંદ કેહવામાં રહ્યુ,
ધ્યાન ચુકાવી દીકુ મારે, નહી સેવાયું જાય સચું,

જ્ઞાની તો મા ધ્યાન લગાવે, અજ્ઞાની તો કરે કજા; વીવાદ થકી જ્યાં !
ગાનું થયું. ચોક. ૧

ભક્તી કરવી એક દીલે જેમ, તારો મારો જીવ મળે,
ચેતન ચુકી જાય નહી તો આવાગમનનો ફેરો તળે,
કરી અરસ્યા છંદ બોલું મા તેમાં મારૂં કંઇ નહી વળે,
તે કરતાં એક ચી-તે સાંભળું તો, તેનું ફળ તુરત ફળે,
ચતુર ચેતી ચીંતામાં પડશે, અજ્ઞાની મન પડે મજા, વીવાદ થકી જ્યાં
ગાનું થયું. ચોક. ૨

સલામ કરી બેસું મા તમને તો કોઇનો ગાંઇજો ના જાવું,
મા પ્રતાપે બાળક તમારો, બેઠા છંદ બનાવી ગાવું,
તમે કંઠપર આવી ચડો તો, હાં બેઠા હું ધુંન મચાઉં,
છંદ પર છંદ બનાવી ગાવું, હુકમ હોય તો નહીં અચકાંઉ,
રજા વીના નહી ઉલટે સમુદ્ર, અજ્ઞાની નુંગરા બાંધે ધજા,
વિવાદ થકી જ્યાં ગાનું. ચોક ૩

એમાં કોઇનો વાંક નથી, મારે પેલા જન્મનું પાપ નડે,
પ્રેમ થકી મા છંદ ગાઉં છું, તેમા વચે આવી અડે,
એતો માજી માયા તમારી, બ્રહ્માંદીક તો ભુલા પડે,
મોટાદેવ મહાદેવ ભૂલ્યા, રૂષિમુની કંઈ બડે બડે,
અમીચંદ કે રેજો મદદમાં સૌ છોડી મેં તુને બજા
વીવાદ થકી જ્યાં ગાનું થયું ત્યાં નહી. ચોક. ૪

---

## છંદ ૯૨ મો.

### જોગણીનો છંદ.

( રાહ ઉપરનો )

ગુરૂ કહે સાંભળરે ચેલા સઘળે શક્તિ સચરાચર;
સાંધી જોગને આસન માડે કરે જોગણી રક્ષા પીઠપર;
રાખી જોગણી પીઠપર બેસે કરે અંબા તેના સિદ્ધ કામ,
લાભ કરે સનમુખ ચંદ્રમાં રહેવાના બતલાવું ઠામ;
પ્રથમ ઘર કહું જોગણીના જે પંદર તીથીમાં બદલે ઠામ;
પડવો નોમ રહે પુર્વ દીશાએ માતા જોગણી કરે મુકામ,
બીજને દસેમ ઉત્તર દીશાપર છે માતા જોગણીનું ઘર;
સાધી જોગને આસન માંડે. ચોક. ૧

ત્રીજ તથા અગીયારસે રહે અગ્નિ ખુણે જોગણી નિરધાર,
ચોથને બારસ નૈરૂત્ય ખુણે પાંચેમ તેરસ દક્ષેણે દુવાર;
છઠને ચૌદસ પશ્ચિમ દીશાપર સાતેમ પુનેમ વાવ્યે મોઝાર,
આઠેમને અમાવાસ્યાને દીન ઇશાન ખુણે સમજી લો સાર.
એ તો ઘર કહ્યા જોગણીના હુવે ચંદ્રમાના ચેલા સુણ ઘર,
સાધી જોગને આસન માડે. ચોક. ૨

મેષ સીહને ધનના ચંદ્રમાએ પુર્વ દીશાએ ઘર છે સહી,
વરખને કન્યા ચંદ્ર મકરના જઇને રહે દક્ષણને મહીં,
કુંભને તોળા ચંદ્ર મીથુનના પશ્ચિમ દીશાએ રહે છે જઇ,
મીન કર્ક વૃશ્ચિકના ચંદ્રમાં જઇને રહે ઉત્તરને મહી.

ચંદ્ર જોગણીના ઘર સાંધો સાચી વાત જોશી શાસ્તર,
સાધી જોગને આસન માંડે. ચોક ૩

એ પણ માજી માયા તમારી ચારે વેદ અરાડે પુરાણ,
તર્ક શક્તિ ચાલે જ્યાં સુધી ત્યાં તે જઈ અટકે નીરવાણ,
સ્થીર કરી પછી બેસે મનને તે તો માજી તારૂ ધરીને
ધ્યાન, મારે મન તુંહી તુંહી સૌ એક છે સઘળે શક્તિ
ઠામોઠામ; **અમીચંદ** કહે હાથ જોડી મારે શીરપર અંબા
જોરાવર સાધી જોગને આસન માંડે. ચોક. ૪

---

## છંદ ૯૩ મો.

(અધર ગાતા હોટે હોટ અડકે નહી)

રાહ ઉપરનો.

અધર છંદ ગાતા આનંદે આજ લાજ રાખ સરસતી;
અરજ કરી શીર ચરણ ધરતે; સંતનકે કારજ કરતી.
અધર આસન નરસીંગીકા નખસીખ સજતી સણગારે;
કડા સાંકળા કાળીગાંઠી દાલા ગલે કંચન હારે,
ઘાલી નથની નાકે કાને કાંટા કરણ લાલ ચળકારે;
કરી આડ તીલડી તતક્ષણ સજ્યા સારા સણગારે;
અરસીધી કરજો સીધકારજ નહીં જાણી કંઇ તારી ગતી.
અરજ કરો શીર ચરણ ધરતે સંતનકે કારજ કરતી.

ચોક ૧

કળી કાળ હે કઠણ દીનસે દીન ઘસ ઘસકે આતાહે
ઘટે દાન દક્ષણા દયા દીલ અસત દેખી હરખાતાં હેય,
નીચ કરે સંગતી સારાની સાર નરશાને ચાહાતાં હે,
ચત્રસીંગી ચંતાને ટાળજે આજ અધર છંદ ગાતા હે.
લખ્યા લેખ જે છઠ્ઠીના તે અંદરથી નહિ ઘટે રતી,
અરજ કરી શીર ચરણ ધરતે સંતનકે કારજ કરતી.

ચોક ૨

અધર જળ જળ અધર ધરતી અધર દેખાતા સારા ગગન.
અધર આના અધર જાના, અધર રહયાં સારા જગતન;
આણંદકારી હરસીધી કરગરી કે તારા સંતન,
આય જાયા અધર અઠડાયા નહીં કીયા તેરા દરશન,
નહી નીરખી નારાયણી, નીરાકારી ઈચ્છા શકિત,
અરજ કરી શીરચરણ ધરતે સંતનકે કારજ કરતી. ચોક ૩.

રખના દયા તે દીલકે અંદર અકળ કળા તેરી ન્યારી;
અધર નાદ અણચીતા ગરજતે રાજા ઈંદ્ર કરે કીલકારી,
ધરતી અંદર ધાન કરતી દેખ રહી ખલખત સારી,
સારી ખલખત શરણે રેતી, હરનીશ કરે રટણાં તારી,
અચંદ કહે છંદ અધર ગાતાં કંકાળી સણગાર ધરતી.
અરજ કરી શીરચરણ ધરતે સંતકે કારજ કરતી. ચોક ૪.

---

## છંદ ૯૪

(રાહ ઉપરનો.)

અંબામાં સંસાર સમુદ્ર મે મોહ જાળ લાખી માયા
કોઈ કીસીકા નહી જગ્ત મે ચલા જીવ છોડી કાયા;
જુઠી કાયા જુઠી માયા જુઠા હે સબ સંસારે
જુઠી દોલત જુઠી દુનિયા જુઠાહે શબ પરીવારે,
જુઠી મેડી જુઠા માળીઆ જુઠાહે સબ વિસ્તારે,
જુઠા સુના જુઠા રૂપા જુઠાહે સબ ભંડારે,
અજબ તરેકી બાજી રચાઇ જુઠા ખેલ સબ રચાયા
કોઈ કીસીકા નહી જગ્ત મેં. ચોક ૧.

જુઠી મોબત જુઠી પ્રીતી જુઠઃ હે સબ વીસ્તારે,
જુઠી મોહેણી જુઠી મમતાં જુઠાં હે સબ પરીવારે;
જુઠાં ભાઈબંધ જુઠી ત્રીયાં જુઠા હે સબ હંસારે,
જુઠા લોભ હે જુઠી લલુતા જુઠા હે સબ હંકારે;
પાંચ તત્વનું બઇનું પુતળુ, ઘટઘટમે તારી છાયા
કોઇ કીસીકા નહી જગ્તમે ચલા જીવ છોડી કાયા. ચોક ૨.

અવધ બાંધી અવતર્યો જગતમા ધરમધાંન પુન કરવાને
મોહમાયા મા ધંન મેળવ્યુ પાપી પેટજ ભરવાને;
લેણું કરતા દેવું થયું મા લખચોર્યાશી ફરવાને
ધર્મ ધાન તે કંઈ એ કર્યું નહીં આખર પડયો મરવાને;

પુરી મુહતે પૃથ્વી પડયો, કરી ઝટપટ જમડા આયા;
કોઇ ફીસીકા નહીં જગતમેં ચલા જીવ છોડી કાયા; ચોક ૩
લોકે ફુંકી દીધી કાયાને નહીં રહી કાંઈ એંધાણી
દિનસે ગણુતાં માસ વર્ષ જુગ સ્વપ્નેમેં કંઇ ન જાણી;
મીલે પવનમેં પવન તેજમેં તેજ પાણીમેં મીલે પાણી;
મીલી મીટીમેં મીટી મહારાજ ગીરકે ભજો અંબા એવું જાણી;
અમીચંદ કહે સાચા જગ્તમેં, અંબા નામ મુખશે ગાયા;
કોઈફીસીકા નહી જગ્તમેં; ચલા જીવ છોડી કાયા. ચોક ૪

## છંદ ૯૫ મો.

### રાહુ ઉપરનો

---

ભક્તિ ભક્તિ સૌ જન કહે છે, ખરા ભક્ત તો રાખે ટેક;
ટેક રાખીને નહિ ડરે જગતૂથી, ભ્રમણુા ભાગીને ઓળખે એક.
એક નિરંજન આપ સ્વરૂપ છો, અખંડ બ્રહ્માંડમાં મમમાયા;
માયા છોડી રૂપ પલટી રહ્યા છો, ઘટ ઘટમેં તારી છાયા.
છાયા હોય જેને દેવ ગુરૂની, અમર પદને તે પાયા;
પાયા અમર પદ શુરવીર ટેકી, ખરા ભક્ત તે કહેવાયા.
કે'વાયા કાળીદાસ કાળીના, ભોજ સભામાં રાખી ટેક;
ટેક રાખી. ચોક ૧
એક ઓળખે ખરા ભક્ત જે. પાંડવ પ્રલ્હાદને બળીરાય;
રાય અંબરિષ જુઓ વિભિક્ષણુ, જનક વૈદેહી જે કહેવાય.

કહેવાય ભક્ત વલ્લભ ધોળા; માતા બહુચરી કરતી સ્હાય;
સ્હાય કરી જુઓ ચંડીપાઠમાં, સુરઠ વૈશ્ય પર પ્રસન્ન માય.
માય સ્હાય કરે ભક્ત જનને, :ખરા ભક્ત તો રાખે ટેક;
ટેક રાખી. ચોક.
એક ગુરૂ જેને શિરપર સાચા, ખરો માર્ગ તો બતલાવે;
લાવે શાસ્ત્રનો ભેદ બતાવે, વિના ગુરૂ ગોથા ખાવે.
ખાવે માર સંસારનો ભારી, પછી પુરો જીવ પસ્તાવે;
પસ્તાવે પછી સ્વગુરૂ શોધે, મોક્ષ માર્ગ તે બતલાવે
બતલાવે પાળો દયા ધર્મ, કરી ભક્તિ ભજન રાખીને ટેક
ટેક રાખી. ચોક ૩
એક અખંડને સૌ કોઈ શોધે, અખંડપુરૂષ પોતાની પાસ;
પાસ રહ્યો છુપાઈ દેખો; જેવું દુધમાં ઘૃત કરે છે વાસ.
વાસ વસે સદા દુધની અંદર, દહીં કરી વલોવો છાસ;
છાસ ઉપર રહે માખણ તાવો. બને ઘૃતને થાય વિશ્વાસ
વિશ્વાસ રાખી શ્વાસો શ્વાસ સમરે. અમિચંદ કહે રાખી
ટેક. ટેક રાખી. ચોક ૪

---

## છંદ ૯૬ મો.

### અંબામા તારૂં દરશણ દુર્લભ

### એ રાહ.

પ્રાણી માત્ર મારા દેશિ બંધુ, ગયો વખત નહિ આવે ફરિ,
જાવું દુર રહ્યો દિવસ થોડો, કરો ભકિત સૌ ધ્યાન ધરી.
ટેક,

અનંત ભવનો આ જીવ દુઃખી, તરવાનું છે આ બારૂં,
મનુષ્ય અવતાર બારણું મોક્ષનું, સ્વદેશ લાગે સૌને પ્યારૂં.
ઈચ્છા કરે પણ નિષ્ફળ જાય જીવ સદ્દગુરૂ મળે કામ થાએતારૂં,
પ્રથમ સારદા માત સમરી, ગુરૂ મલે જાય હું મારૂં.
ગુરૂ જ્ઞાન આપે ત લેવું, સંસાર સમુદ્ર જાવું તરિ,
જાવું દુર. ચોક ૧
ગુરૂગમ વાણી કોઈ લે વીરલા ખરા ભકત જે હોય શુરા,
ગુરૂ શરણુ જઈ શીશ નમાવે તારો પાર ગુણના પુરા.
ગુરૂ કહે ભાઈ તરવું હાથે, કરમ ખપાવિ કરો ચકચુરા,
મનમારી મમતાને ત્યાગો, અંખડ જયોત વરસે નુરા.
ભકિત કરી તરી જવું જગતને, સદ્દગુરૂ શબ્દને અનુસરી
જાવું દુર ચોક ૨
ઉઠયા વેહેલા ને ભુલા પડયા ભાઈ, થયું અસુર અંધારૂં ઘોર
પર વારતામાં આવી પહોંચ્યા, કાળ કઠણુ લુટારા ચોર.
આંધી મારશે લઈને જાશે, રોશે સગા કરી શોર બકોર,
જીવ જાશે જમ પુરી એકલો, માથા ઉપર જમનું જોર.
ભકિત આગળ ન ચાલે જમનું, સંસાર સમુદ્ર જાવું તરી,
જાવું દુર. ચોક ૩
જાગી જોતાં જુઠું લાગે, આ સંસાર છે સ્વપ્નાતુલ.
માયા માર ખવડાવે જગતમાં, કામ ક્રોધ છે પાપનું મૂલ
દૈવ માયા ભકિત કહીએ, અસત્ય નહિ ચાલે બીલકુલ,
ભકિત કરો સૌ આકીન રાખી, મલે મોક્ષ જાય ભાગ્ય ખુલ.
**અમીચંદ** કહે પાર ઉતારો, જન્મ મરણથી ગયો ડરી.
જાવું દુર રહ્યા દિવસ થોડા, કરો ભકિત સો ધ્યાન ધરી. ચોક૪

## છંદ ૯૭.

### રાહુનવી

ભુલે ભુલેરે હો મુસાફર ભુલે; તારો મારગ તું પીછાન,
ચાલ્યો ઉબાન, ગર્વમાં ડુલેરે; ઓ મુસાફર ભુલે ટેક.
આ અગમ વાત પીછાન, ધરોને ધ્યાન, વાત કહું સાચી,।।
તું કરી રહ્યો કલ્લોલ, સાથી તારા ચોર, નહિ
જાઓ રાચી ।।
તમે માની રહ્યા જે મારૂં, નથી તે તારૂ, શીદ
રહયો નાચી, ।।
હવે સમજી નેમ અટક, રંગ જશે ફટક, પ્રીત ગણુ કાચી,।।

### કુંડતા.

ખોટાને સાચું માની રાખી ઉમંગે, ।।
કામ ક્રોધ લુટારા ચોર ભમે તારી સંગે, ।।
લોભ મોહ માયામાં ચઢી રહયો ખુબ રંગે, ।।
ફરે મદમાતો થઇ દમે સૌને અડ બંગે, ।।
એક દીન હો જાવે ખાખ ઉડેગી ધુળેરે, ઓ
મુસાફર ભુલે. ચોક ૧ લો
જરા સમજ સમજ તું હાલ, આખર પાયમાલ,
અસતના કરતાં, ।।
સતીઆને સદા રહે સુખ, જરા નહિ દુઃખ, સત
આચરતા, ।।

અણે સુખ દુઃખ સમાન, ધરે એક ધ્યાન, પાર ઉતરતાં, ॥
જ્યારે તૂટે માયાની જાળ. થાય ત્યારે ન્યાલ, પાપ
ઓશરતાં, ॥

## ફેકતા.

નહિ મળે ગુરૂ બીન જ્ઞાન, મુસાફર ભાઈ, ॥
તું તો ફુલ્યો મન મકલાઈ, અલખી હાથ આઈ; ॥
નહિ બન્યો ગાંધી ભર કરીયાણા મેરે ભાઈ; ॥
જુઓ બહારની વસ્તુ, મહીં ધ્યાન લગાઇ, ॥
જો મળે ગુરૂકી કીલી તાલા ઝટ ખુલેરે, ઓ
મુસાફર ભુલે. ચોક ૨ જો

થઇ પ્રસન્ન ગુરૂજી કહે, ચેલો સુણી સહે, ધ્યાન લગાઈ, ॥
ખરો મારગ તો છે એક, રાખીને ટેક સદા રહો સહાઈ,॥
ચોરી ચાડીને અહંકાર. તજી પરનાર, ભજો મારા ભાઈ,॥
તજી મીટ્ટીને વળી શુરા, કરો ચક ચુરા, છએ મન લાઈ,॥

## ફેકતા.

ગુરૂ કૃપા હોય તો ત્રીવિધી તાપ સમાવે; ॥
ઝટ ઉઘડે સ્વર્ગ દ્વાર મારગ હાથ આવે, ॥
શંમ દંમ પરતીતી તિક્ષા રાખે ફળ પાવે, ॥
વળી શ્રદ્ધાને સમાધાન એવા ગુણ આવે, ॥
એ તો બંક નાલ પર ચઢે, આનંદમાં ઝુલેરે. ઓ
મુસાફર ભુલે ચોક ૩ જો

એ નિત્ય નીમિત્ત પ્રકૃતિ કહેવાયે અત્યંતી; સમજીને ચાલે,॥
પાંચ પ્રલયને વિચારી, ભજે મન ધારી, સત્ય સંભાળે, ॥
રૂપ શિયળને વળી ધન કુળ જોબન ને મદ ટાળે, ॥
તપ વિદ્યા રાજ્યનો ગર્વ, મુકી દે સર્વ, સ્વર્ગમાં મ્હાલે,॥

ટુકતો.

વૈરાગ વિવેક ખટ સંપત્તિ મનમાં થાએ, ॥
તેની જીવન મુક્તિ તૃષ્ણા તુટી જાએ, ॥
ત્રણ અવસ્થા ત્યાગી સોહંગમાં એ સમાએ; ॥
મુલ વસ્તુ મળે તો જીવ મટી શીવથાએ, ॥
સેવે માજી અમીચંદ સદા ભિતરભેદ ખુલેરે, એ
મુસાફર ભુલે. ચોક ૪ થો

---

## છંદ ૯૮.

### ભજન રૂપી

કર સત સંગત મન માજી ભજ;
પીએ વીખ પ્યાલા અમરીત તજ. કર સત સંગત
મન માજી ભજ-ટેક.
એ અંબા નામ અમૃત રસ; તે તો પીઈ લે પ્યાલા
પ્રેમ આણી મસ;
પંચ ઈંદ્રી સ્વાદ છોડો ચડસ; ચલ શિંયો પ્રાણી
પડશે લપસ;

કર સત ગુરૂ ચરણે લગાદો રજ, પીએ વીખ
પ્યાલા—ચોક ૧

એક ચીત મન ધર અંબાનું ધ્યાન; કર પરખ નીરખ
અંબા પીછાન, હિરા રત્ન મણી અંબાને જાણ, બીજુ
સર્વ ગણ પથ્થર સમાન;
ભજ અંબા નામ રાખી ગરજ પીએ વીખ પ્યાલા.
—ચોક ૨

સંસાર સેહેલ માયાની જાળ, તેને મોહી મોહી
કેમ આણે વહાલ,
નહી આવે સાથ કોઈ અંતકાળ, મુક કથીર પ્રાણી
કંચનને ઝાલ;
કહા ભુલે પ્રાણી મનડાં સમજ, પીએ વીખ પ્યાલા—૩
તુતો સમજ મન કરલે કબુલ, એ માયા જાળ
આંખર ધુળ;
કહું બહેર બહેર કરલે કબૂલ, રહેશે વાસ જાસે
કરમાઇ ફુલ;
કહે અમીચંદ શુણજો અરજ, પીએ વીખ પ્યાલા—૪

---

## ભજન રૂપી છંદ ૯૯.

(તુજ બીના મોરી કોણ ખબર લે ગોવરધન ગીરધારીરે
એ રાહ)

એક દાહડો ભરવો છે હમારે તેહની ફીકર મા તાહારેરે,
દેશી હમારા આવશે તેડવા, હુકમથી તમારેરે,

તેડવા આવશે બહુ અકળાવશે પડીશ થઈ નાચારેરે,
પીડા પડશે આંસુ ઢળશે પડશે ગેબી મારેરે,
એક દહાડો મરવો છે. ચોક ૧.

ધમણુ ચાલી કોઇ નહીં વાલી, બીચ્યા સૌ સંસારેરે,
માત પીતા ભાઈબંધ સગા સૌ, રોશે ઘરની નારેરે,
એક દહાડો મરવાનો છે. ચોક ૨.

કફ આવી મારો કંઠ રૂંધશે, કહું મા વારંવારેરે;
એ તો ઘડી ઘણી કઠણુ કાહાડવી, ત્યાં તો તું ઉગારેરે,
એક દહાડો મરવો છે. ચોક ૩.

જો જો મેહેર દ્રષ્ટીથી અંબામાં, રહું વીશ્વાશે તાહારેરે;
અમીચંદ કહે તુંહીં તુંહીં વાલી તારો ભવજળ પારેરે.
એક દહાડો મરવો છે. ૪.

---

## છંદ ૧૦૦

(રાહ ઉપરનો)

સમજરે તું મનવા મેરા, કીંઉં ફરે મસ્તાનારે—ટેક.
અલબેલીનું સમરણુ કરલે, છોડને જુઠા ગુમાનારે.
ફુલેલો ફુલેલો શું રે ફરે છે, આખર મન પસ્તાનારે.
સમજરે ૧.
સેવા સમરણુ માળા લઇ બેઠો, ધરવાને તું ધ્યાનેરે;

મન તુરંગી ઘોડો ઉપડયો જઇ ગયું સેવાનું ભાનેરે;
સમજરે તું. ૨.
લક્ષ્ ભોજનપર ફરે મનવા તું માળાના દે ભાંનારે,
ધ્યાન ચુકી કરે ખોટા મનસુબા, આખર હે મરજાનારે;
સમજરે તું. ૩
એમ વીચારી જ્ઞાનમેં સમજો, જ્ઞાનશે ધ્યાન લગાનારે,
અમીચંદ કહે મનવા મેરા, ગાવો સદા ગુણ માનારે,
સમજરે તું. ૪

---

## છંદ ૧૦૧

(રાહ ઉપરનો.)

અંબામા તારે સરણે આવી ઉભો શીશ નમાવીરે–ટેક.
સરણાગતને સરણે રાખી, લો ને માજી બચાવીરે;
જગત પાળણ જગત જનુંની, કરો કરૂણા દયા લાવીરે.
અંબામા તારે. ૧.
હું સેવક માતાજી તમારો; ઉભો ધુન લગાવીરે,
મેહેર દ્રષ્ટીથી દરશણ આપો, દો આવા ગમન મટાવીરે.
અંબામા તારે. ૨
જનમ મરણનુ દુખ છે મોટું, આ ભવમાંએ આવીરે,
આત્માં કરમથી રહ્યો બંધાઇ, તે લાખો છોડાવીરે.
અંબામા તારે. ૩

આતમ જ્ઞાનની આપોમાં બુદ્ધી, આખરની વાત બતાવીરે;
અમીચંદ કહે જ્ઞાન પ્રગટે તો. છંદ ગાવું તાલ બજાવીરે,
અંબામા તારે સરણે. ૪

---

## છંદ ૧૦૨

(ભજો ભાઈ માજી નામ હે ખરા એ રાહ)

સારમાં સાર માજીનું નામ, નામથી થયું હમારૂં કામ,
સારમા, બાળાપણુથી માજી સેઇવા. આવ્યો અંબાને ધામ,
ફરી વિનંતી વીનવા માજી, જપી માજીનું નામ.
નામથી થયું હમારૂ કામ. ચોક ૧.
આસન વાળી સાંધી ચોગડીયું, કડી બેસાડી ઠામ,
સાહુજ ભેદ શુભ મંત્ર ભણીને, છંદમાં ઘાલ્યું નામ,
નામથી થયું હમારૂં કામ, ચોક ૨.
શુભ મુરત શુભ ચોગડીઆમાં, છંદ કરવાનું કામ.
શ્રોતાં વકતાનું કલ્યાણુ થાએ, છંદ ગાએ આરામ,
નામથી થયું હમારૂં કામ. ચોક ૩
કીરતન ભજન થાએ કુષ્ણુ દુવારે; છંદ માજીને ધામ,
નાટક ગાયન નાટકશાળામાં શોભે ઠાંમે ઠાંમ;
નામથી થયું હમારૂ કામ. ચોક ૪,
નામ માજીનું ગાયનમાં પણુ વરતી નહી રહે ઠામ,
અમીચંદ કેહે છંદ ભજન ગાવો. દેવી દેવને ધામ,
નામથી થયું હમારૂં કામ. ચોર ૫

---

## છંદ ૧૦૩

(રાહ ઉપરનો.)

ભજોભાઈ માજી નામ હે ખરા, ભટક લખ ચોઈરાશી મે ફરા;
બાલાપણુતો જશે રમતમાં જુવાનીમે નહીં ડરા;
વણુજ કરી વેપારી બનશે, પછી આવશે જરા.
ભજો ભાઇ ૧.
થરથર થરથર ધુંજશે કાયા નયણે આસું ભરાં.
સુધ સાંન ઉડી જશે તનકી, નરમ પડશે સરા.
ભજો ભાઈ. ૨.
ધન દોલત ઓર માલ ખજાના રહે પ્રથ્વીપર ધરા.
અંત કાળે છોડી સૌ માયા. જમડે પ્રાણુ હરાં;
ભજો ભાઈ ૩
અંબા નામ જેને મુખથી ભઈજા તે ભવ સાગર તરાં,
અમીચંદ કહે નીરમળ વાણી સત સબ્દ ઓચરાં;
ભજો ભાઈ ૪

---

## છંદ ૧૦૪

(રાહ ઉપરનો)

અરે તું ક્યું ગફલતમે પડાં. સમજ મન માજી નામહે બડાં,
સુભ નીશુભ મહીંસાસુર પાપી. દેવતા પૂઠે અડા;
બ્રહ્મા વિષ્ણું ઇંદ્રને જીતી, ગીરી કૈલાસે ચડાં,
અરેતુ ક્યું ગફલતમાં પડા. ચોક ૧.

બ્રહ્મા વિષ્ણું રૂદ્ર દેવ સૌ, હિમાચળ પર ખડા,
ગદ ગદ કંઠે કરે વિનંતી માજીને પાઉં પડા.
અરે તું કયું ગફલતમાં પડા. ચોક ૨.
ક્રોધ કરી અંબામાં ધસ્યા, જઇને રણમો ખડા,
શુંભ નિસુંભ મહિસાશુર માર્યો, રક્ત બીજ રણ પડા,
અરે તું કયું ગફલતમાં પડા, ચોક ૩.
હંસા હોય શો મોતી ચુગે, બગા માસ ખાએ સદા,
અમીચંદ કહે ભજમન માજી. બાજે ચંગ ચોગડાં;
અરે તું કયું ગફલતમે પડા. ચોક ૪.

---

## છંદ ૧૦૫
### (રાહ ઉપરનો)

અરે તું કેમ જાએ ભુલ ભુલ, મારને માજી નામકી હુલ,
અરે તું કેમ જાએ ભુલ ભુલ.
ત્રેતા જુગમાં સીતા માતા લંકા હતી અનુકુલ,
રાવણ મારી લંકા બાળી, ત્યાં તો ઉડતી ધુલ.
અરે તું કેમ જાએ ભુલ ભુલ, ચોક. ૧
દ્વાપરમાં દુરજોધન રાજા ઘણો ફરે ફુલ ફુલ,
તે પણ રણમાં ગયો રોળાઈ; જીત્યા ભીમ નીકુલ,
અરે તું કેમ જાએ ભુલ ભુલ. ચોક. ૨
આ પૃથ્વી પર કંઈક થયા કંઈક થશે હજી અનમુલ,

સદા ફરે ખપ્પર માતાનું, સોભે હાથ ત્રીશુલ;
અરે તું કેમ જાએ ભુલ ભુલ. ચોક. ૩
ભવ જળ પાર ઉતારો માજી, અરજ કરો કબુલ,
અમીચંદ કહે જુવો મેહેર દ્રષ્ટી, જાએ ભાયેગ ખુલ,
અરે તું કેમ જાએ ભુલ ભુલ. ચોક ૪.

---

## છંદ ૧૦૬

(રાહુ ઉપરનો)

કઠણુ લખચોર્યાસીહે ફેરા, મટાવે માજી બીન કોણુ મેરા;
કઠણુ લખે ચોર્યાસી હે ફેરા. ૧
જનમ મરણુ ઘણું કઠણુ માજી, વચન સુણો હમેરા.
નવમાસ પકડ જકડ રાખ્યો, કાળા ગૃહમાં ઘેરા;
કઠણુ લક્ષચોર્યાશી હે ફેરા. ટેક ૨
ઉંધે મસ્તક રહયો માજી, મે ગુનેહગાર તું મેરા.
મેહેર દષ્ટીથી જન્મ આપ્યો; મા બાપે ઉછેરાં.
કઠણુ લક્ષચોર્યાશી હે ફેરા. ટેક ૩
મોહોમાયામાં ગયો ઘેરાઇ. પડી ગફલત અંધેરાં;
માજી નાંમ નહીં મુખથી ભઈજા, બાંધા જંગલમે ડેરા.
કઠણુ લક્ષચોંર્યાશી હે ફેરા. ટેક ૪
અંત સમે અંધારી આવશે, જમડા ભરશે પેહેરા;
લાગ જોઈ લઈ જાશે જીવને પડે કાયા ખાઈ લેહેરા.
કઠણુ લક્ષચોર્યાશી હે ફેરા. ટેક ૫

એટલી અરજ મા સુણો હમારી, હું છું દાસ તુમેરા.
**અમીચંદ કહે અરજી શીકારો, મારી આપોમાં શેરા.**
કઠણ લક્ષચોર્યાશી હે ફેરા. ટેક ૬

---

## છંદ ૧૦૭
### (રાહ ઉપરનો)

મૂર્ખ મન કાયર થઈ કેમ કળે, માજી ભજ,
આવાગવંન દુઃખ ટળે; મુર્ખ મન કાયર થઈ કેમ કળે;
નીશ્ચેના ઘરની વાત કરીને વેવાર રૂપમાં ભળે,
જે ચેલાને સતગુરૂ શિર નહિ, તેની હીમત નહિ ચલે,
મુર્ખ મન કાયર થઈ ચોક ૧

કરતાની કારીગીરી આગળ કોઇનું નહિ ત્યાં ચલે,
આદ્ય શક્તિ મા જગત જનુની વૈશા હીમાચળે;
મુર્ખ મન કાયર થઈ કેમ કળે ચોક ૩

દૈત મારી દેવને રાજ આપ્યા ભક્તિનું ફળ મળે,
કરમરેખ પર મેખ મારે સતી વચન નહિ ટળે,
મુર્ખ મન કાયર થઈ કેમ કળે ચોક ૨.

ઉંચ નીચ મુર્ખ મન જાણે ગુણીજન ગુણમાં ભળે,
દત્તાત્રીને કીયા સતાવીસ ગુરૂ કરે ગુણ મળે,
મુર્ખ મન કાયર થઇ કેમ કળે ચોક ૪.

સુરવીર થઈ કરો ભક્તિ ભાવે અંબા નામે દુઃખ ટળે,
**અમીચંદ કહે સદા આણુંદ રહે ભક્તિ ભાવમાં ભળે;**
મુર્ખ મન કાયર થઈ કેમ કળે ચોક ૫.

## છંદ ૧૦૮

(રાહ ઉપરનો)

સમજ મંન તારી ટેવ ના મટી, ભટકમાં ભજલે તું ભગવતી;
સમજ મંન તારી ટેવ ના મટી;
બાળા પણુ ગફલતમાં કાઢયું ભાઈજા નહી મા રટી;
ભરજોબન ત્રીયા સંગ માંહી, ખેલી રહ્યો ખટપટી;
ભટકમાં ભજલે તું ભગવતી. ચોક ૧.
વૃદ્ધ પણુામાં વ્યાધી વળગ્યો વેળા ગઈ છે વટી,
જમ કીંકર આવિને ઉભા એ ઘાટી અટપટી;
ભટકમાં ભજલે તું ભગવતી ચોક ૨.
આખર ઘાત છે મોટી માથે બાંધો કસીને કટી;
દુર્લભ છે મનુષ્યા દેહ મોંઘો લો લાવો સૌ લટી;
ભટકમાં ભજલે તું ભગવતી. ચોક ૩.
માજી સમરણુમાં હેત ન રાખે મુખથી બોલે બટબટી,
અમીચંદ કહે સદા સમરણુમે માજી ભાંગે ચટપટી;
ભટકમાં ભજલે તું ભગવતી. ચોક ૪.

---

## છંદ ૧૦૯

(રાહ ઉપરનો)

ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી, છુટે તારા કર્મ
થાયે સુભ ગતી.

ભજ મન તુહી તુહી તુહી ભગવતી—ટેક.
ભક્તિ વીના મુકતી ના મળે, નહિ સમજે મુઢમતી;
ભેદ વિના છંદ ભજન બનાવે, સોભે નહિ એક રતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી ચોક ૧

સત ગુરૂ સમાગમ સદા કરે તો શાસ્ત્ર ભેદ મળે અતી,
જ્ઞાન થાએ ઘટમે ઉજીઆળા ખસી જાયે કુમતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી ચોક ૨

ઢાલ ધીરજની બાંધી બેસો મનમાં રાખી નીરવતી,
શીવલાલ કહે ગયો ભાઈ મુળચંદ એક પલકમાં વતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી. ચોક ૩

અમીચંદ કહે અવધ આવશે કોઈ ન રહે એક ગટી,
પંથી જીવડો પંથે પધાર્યો તું કયાં રહેશે અતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી. ચોક ૪

---

## છંદ ૧૧૦

ત્રીગુણુ માયામાં તાહેરી; બ્રહ્મારૂદ્ર મોરારી;
તમેરે બ્રહ્માને તમે સાવંત્રી, તમે કુબેર ભંડારી.
ગણેસ તમે છો લક્ષ્મી, ઉમીયા ત્રીપુરારી,
એરે સ્વરૂપ સૌ એક છે; પડી માયા અંધારી,
ત્રીગુણુ માયામાં તાહેરી. ચોક ૧.

રહીરે વ્યાપક ઘટઘટમે, છાયામાં તારી;
ધુડત ધુડત કંઇ મરગએ, દુનીઆ દુરાચારી.
ભુલ પડે માયા જાળમે રૂશીમુની દુધાધારી;
ત્રીગુણુ માયામાં તાહેરી ચોક ૨.

પંચ તત્વ પ્રગટ કરી કીધા પુરૂષ ને નારી;
ઘટમે રમે માતા અંબીકા; તારી ઘેંઘટ ન્યારી.
શકિત શકિત સઘળે રહી, તું છે નીરાકારી;
ત્રીગુણુ માયામાં તાહેરી. ૩

લક્ષ ચોરાસી ફરી મુવો સુણો અંબામાં માહારી;
પરોણો પાંચ રાતનો; કાયા ભાડુતી મારી;
મુકી જઇશ **અમીચંદ** કહે, લો અંબામાં તારી.
ત્રીગુણુ માયામાં તાહેરી બ્રહ્મા રૂદ્ર મોરારી. ચોક ૪.

---

## છંદ ૧૧૧.

(રાહ ઉપરનો)

ધનરે અંબામાં તું માહેરી; માયા ખુબ તમારી;
ધનરે અંબામાં તું માહેરી.

બાજી રચી બાજીગરની બેઠે આપમદારી;
ડમકો ઓહંમ શબ્દનો; પડી માયા અંધારી;
ધનરે અંબામાં તું માહેરી ચોક ૧.

ઇચ્છા શક્તિ પ્રગટ થયા. બ્રહ્મા રૂદ્ર મોરારી;
પાંચ તત્વ ત્રણ ગુણથી; રચી રચના સારી,
ધનરે અંબામાં તું માહેરી. ચોક ૨.

જુગતી કરીરે જુગતની; ઝાડ અરાડ ભારી;
વનસ્પતી ખીલી રહી, ફળ ફુલ હજારી,
ધનરે અંબામાં તું માહેરી. ચોક ૩

ખોટો રૂપીઓ બાજીગરનો, તેવી માયામાં તારી
અમીચંદ કહે, તુંહી તુંહી વાલી મા લેજો ઉગારી;
ધનરે અંબામાં તું માહેરી. ચોક ૪

---

## છંદ ૧૧૨.

ગુણીજન ગાજોરે અશતની વાત તજો, એ રાહ.

સમજ મન મારારે, અસતની વાત તજો,
કામ ક્રોધ છોડીરે, અંબાનું નામ ભજો.
લોભ મોહોમદ માયા મંમતા. મીથ્યા મન મસ્તાને,
ચીત ચેતવણી કરી સમરલે. ધરજો અંબાનું ધ્યાને.
આદ્ય શકિતથીરે તમો. સત્વ ગુણ રજો;
સમજ મન મારારે. ચોક ૧

હોંમકારથી ઇચ્છા શકિત બ્રહ્મા રૂદ્ર મોરારી, ત્રીગુણ
માયા સઘળે ફેલાઈ;

કીધા પુરૂષને નારી, જ્ઞાનની વાતોરે. રૂદેમાં
પ્રગટ હજો.
સમજ મન મારારે. ચોક ૨
મારૂં તારૂં મીથ્યા સઘળું. મીથ્યા સૌ સંસારે,
માત પીતા નહીં આવે સંગે કોઇ; મીથ્યા
કુટુંબ પરીવારે,
માયા ધન દોલતરે. મીથ્યા સૌ છોડી જશો, સમજ
મન મારારે. ચોક ૩
સાચું નામ અંબાનું સમરો. શીવલાલ કે મુળચંદ
રંગીલદાશ કહે અંગ ઉમંગથી,
બોલે માજીના છંદ; અમીચંદ કે છેરે. માજી મારી
મદત હજો. સમજ મન મારારે. ૪

---

## છંદ ૧૧૩.

(રાગ ઉપરનો)

આરાસુરવાળીરે, અંબા તું છે મારી. ઉભો કર જોડીરે,
કરૂં વિનંતી તારી, મુગટછત્ર કાનોમે કુંડલ ગળે
નવસેરો હારે;
કર કંકન ખળકે છે ચુડો. રત્ન કરે ચમકારે.
અણુવટ વીંછવારે કમરે પટો છે ભારી.
આરાસુરવાળીરે. ચોક ૧

હડપચી પર હીરો ચમકે, સુંદર મુખપર વાળી બાલ
બાલ રહયા મોતી પોરાઈ;
શોભે નાગણુ કાળી રચી ખુબ રચનારે ખીલા ફુલ હજારી,
આરાસુરવાળીરે. ચોક ૨
જળસ્થળ મેરૂં પ્રગટ કીધા માંએ, કીધા પવનને પાણી;
સુંભ નીસુંભને રણમાં રોળ્યા, દેવતાની દયા આણી,
અંબે દયાળીરે, માત મારી ખપ્પર ધારી.
આરાસુરવાળીરે. ચોક ૩
સદા શરણમાં રાખો તમારી, હું બાળક છું તારો.
શીવલાલ કહે રંગીલદાસ બે, માજી પાર ઉતારો,
**અમીચંદ** જોડીરે; છંદ બોલે લલકારી.
આરાસુરવાળીરે. ચોક ૪

---

## છંદ ૧૧૪.

(રાહ ઉપરનો)

ગુણીજન ગાજોરે, સદા ગુણ અંબા તણા; ભુલી નવ
જાશોરે; એના ગુણ છેરે ઘણા.
ઓહુંમ શબ્દ એક થયો કે ઉભા ઈચ્છા શકિત આપે,
ત્રીગુણ માયા રચી રચના પળમેં સૃષ્ટી થાપે;
એવી મારી માજીરે, શોભાની નહીં મણા;
ગુણી જન ગાજોરે. ચોક ૧

સ્રષ્ટી સારૂ શું શું કીધું, કહેતાં નહિ આવે પાર,
આગળ રહીને કામ બનાવ્યા; વળી ન્યારા ને ન્યારા;
નીરંજન કે લાવેરે રચી ખુબ કરી રચના. ગુણીજન
ગાજોરે. ચોક ૨

પ્રથમ ચરીત્ર ચંદીપાઠમેં, ધર્યું વીષ્ણુંએ ધ્યાને.
કરી વિનંતી વીષ્ણું બોલે; મધુકંઇત દમે મસ્તાને;
પાંચ હજારરે વરસ જુદ્ધ કરે ઘણુા, ગુણીજન ગાજોરે.
ચોક ૩

આદ્ય શકિત અલબેલી, અંબા કર્યાં મોહીત મસ્તાને.
વિષ્ણું જઇને ઉભા રણુંમાં, લીધા દઈતના પ્રાણે;
એવા કામ કીધાંરે અસંખ્ય માએ દત હણ્યા,
ગુણીજન ગાજોરે. ચોક ૪

અરે મુરખ મન તું ના ભુલીશ, ભુલતો નહીં લગારે;
આદ્ય શકિતનું સમરણુ કરજો ઉતરશો ભવપારે;
હરનીસ કરે છેરે, **અમીચંદ** તારી રટણુ. ગુણીજન
ગાજોરે. ચોક ૫

---

## છંદ ૧૧૫.

(રાહ નવી)

કોણુ ઉતારે પાર, જનુની બીના કોણુ ઉતારે પાર.
મને તારો આધાર જનુની બીના કોણુ ઉતારે પાર
મન માયામાં મોહી રહો તો, ગુરૂ મીલા મને સાર;

જ્ઞાન આપી મને ગુણી કીધો મા, આવ્યો તમારે દુવાર.
જનુની બીના કોણુ ઉતારે પાર. ચોક ૧.
પૂર્વ જનમને પુને કરીને, ગુરૂ મીલા મને સાર;
ભીતર જેનું ભીજું નથી તો, કયાંથી મીલે ગુરૂ દુવાર.
જનુની બીના કોણુ ઉતારે પાર, ચોક ૨
અલધી આઈ, ગાંધી બન બેઠે; ચેલા મુંડી દો ચાર
જ્ઞાન વિના ગુરૂ જે નર થાએ, જાએ નર્ક દુવાર.
જનુની બીના કોણુ ઉતારે પાર. ચોક ૩.
પ્રેમે પ્યાલા દીધા ગુરૂએ, પીધા ઉતરવા પાર,
**અમીચંદ** કહે સર્વ ભકતને, માજી તારો આધાર;
જનુની બીના કોણુ ઉતારે પાર. ચોક ૪.

---

## છંદ ૧૧૬. (રાહ ઉપરનો)

કહું છું વારંવાર સમજ મંન, કહું છું વારંમવાર,
જાઓને માજી દુવાર, સમજ મન કહું છું વારંમવાર,
કપટી પાખંડી કળજુગમાંરે, સમજાવશેરે અપાર;
તે માટે હું તમને સમજાવું, કરજો ઘણોરે વિચાર,
સમજ મંન કહું છું વારંવાર, ચોક ૧
સ્વગુરૂની સંગતી મ્હેલાવા આવશે ઘણુ રે ગુમાર,
પોતાનો મત ખેંચીને કહેશે, નીરંજન ગુરૂ કરો સાર,
સમજ મન કહું છું વારંમવાર ચોક ૨

સમજ વિના જે બડ બડ કરે, તે પોતે તો છે સાકાર,
નિરંજનને રૂપ નથી ભાઈ, એતો છે નીરાકાર.
સમજ મન કહું છું વારંમવાર. ચોક ૩.
મોઢે કહેવું સહેલું નીરંજન ગુપ્ત છે એનો દ્વાર,
આતમ ખોજી ખટ ચક્ર સાંધો, સમજો તત્વ વિચાર;
સમજ મન કહું છું વારંમવાર. ચોક. ૪
ગુરૂ હમારા ગુણવંત મળીયા, બતલાવ્યો માજી દુવાર,
ભેદ અભેદનો પડદો ખોલીને, છંદમાં મુકયો સાર,
સમજ મન કહું છું વારંમવાર. ચોક. ૫
સાંભળી છંદ જ્યારે જ્ઞાન થયું, ત્યારે કરવો મન વિચાર,
જ્ઞાન થયું ત્યારે ગુરૂ કહેવાયા, નુગરાના માને આભાર;
સમજ મન કહું છું વારંમવાર. ચોક. ૬
શીવલાલ કહે જો જ્ઞાન કથો તો જાઓ ગુરૂ કેરે દ્વાર,
અણુસમજે જો નીંદા કરશો તો, જકતનો ખાસો માર;
સમજ મન કહું છું વારંમવાર. ચોક. ૭

---

## છંદ ૧૧૭ મો. (રાહ ઉપરની)

કથની છોડોને આંહી ॥ મેરે ભાઈ કઠની છોડોને આંહી ॥
સમજનારા સમજી ને જાશે ભજશે તે અંબામાઈ ॥
મેરે ભાઈ ॥ ચોક ૧ લો ॥
અજ્ઞાનતામાં મારૂં ને તારૂં, જ્ઞાને દેખે ના કાંઈ ॥

પારકું સુધારતાં પોતાનું બગડે એવી કેણી જુગ માંહી ॥
મેરે ભાઈ ॥ ચોક ૨ જો.

શુરવીર થઈને સુરતાને સાંધો, સમજી બેસોને સમાઈ ॥
સમો ગયો ફરી આવો ન દેખો, પછી રહેશો પસ્તાઈ ॥
મેરે ભાઈ ॥ ચોક ૩ જો.

વરસે દહાડે આસો મહિનામાં, મગન રહીએ છંદ ગાઈ ॥
સમજનારા સમજીને બેસે, મુરખ કરે ચતરાઈ ॥
મેરે ભાઈ કથની છોડોને આંહી ॥ ચોક ૪ થો.

ભાવિ ભકત તો છંદમાં પરસન, બેસે ચિત્ત લગાઈ ॥
અમીચંદ કહે આશા પુરશો, એવી ઈચ્છા મનમાંહી ॥
મેરે ભાઈ કથની છોડોને આંહી ॥ ચોક ૫ મો ॥

---

## છંદ ૧૧૮.

કનૈયા નંદકા લાલા, બજા ગયે બનશીવાલા—એ રાહ.

મૈયા વંદુ હું વારંમવાર, સદા મને છે તારો આધાર.
અંબા તેરા કોઈ ન પાવે પાર, પલકમાં ખલક કરી તૈયાર

### દોહરો.

અકળ સકળ ઘટમા રહો એક અંખડ તું આપ.
અગણીત કોઠી ઈંદમાં માજી તણો પ્રતાપ—મૈયા વંદુ.
ચોક ૧.

એવા તમે છોજી દીનદયાળ, સેવક જાણી મા કરો પ્રતીપાળ.

### દોહરો.

અશંખ ધન ભેળુ કરે, અહોનિશ અથડાય.
પાપે પૈસો મેળવે, નહી ખરચે નહી ખવાય.
મૈયા વંદુ હું વારમવાર ચો. ૨.
કરપી ધંન કોઈથી નહીં ખવાય, લુટે ચોર પળમેં પહ્યે થાય.

### દોહરો.

જગમાં જાણે સર્વ કો જુઠો છે સંસાર.
કેહુછે તેમ કરતો નથી. તો કેમ ઉતરશે પાર.
મૈયા વંદુ હું વારંમવાર ચો. ૩.
આપો જગમાં જશ અપાર, કઠણુ ભવસાગર સંસાર.

### દોહરો.

જગ પાળણુ તુ ઈશ્વરી હરદમ કરૂં પ્રણામ.
વીને કરીને વીનવે, **અમીચંદ** કરે સલામ.
મૈયા વંદુ હું વારંમવાર. ચોક ૪.



### છંદ ૧૧૯

સખી.

જય જય સૌ બોલો, આજ છે આણુંદની હેલી: ॥
વરત્યો જય જયકાર, ભગત મંડળી થઈ ભેળી: ॥
અતિ આણુંદ ઉલ્લાસ, દાસની તું છે બેલી: ॥
સંકટ સમે સમરતાં આવી ઉભી રહે વેલી: ॥

કરી રક્ષણ સાય કરે ભગત શીર ગાજે ડેલીઃ ॥
સેવક ત્હારો અમીચંદ સલામ કરે મા ન્હેલીઃ ॥

ડાંસો.

સેવકને રાખો શરણુંગત, પડે સંકટે આવો મા ઝટઃ ॥
અમીચંદ કહે તારો ભગત, કરો દુરવીગન હર વખતઃ ॥
અંબા મા તું મારી માજી ઃ ॥ ભગતપર સદા રહો
રાજીજીઃ ॥

---

## છંદ ૧૨૦

### સાખી

આણંદ ભયો હઈડા વીસે થયા માજીના દર્શનજીઃ ॥
ધન ભાગ્ય દિન આજનો, થાય માજીનું સમરણજીઃ ॥
સમરણ કરે વીગન હરે, નીર્મળ થાયે મનજીઃ ॥
સદા સબુદ્ધિ આપજો, કહે સેવક અમીચંદજીઃ ॥

ઢોંસો.

જ્ઞાનમાં સદા રાખો ભરપુરઃ ॥
જ્ઞાનથી મુખપર રહે મા નુરઃ ॥
કટે પાપ જાય જનમકા દુર ॥
આવ્યા વીગન કરો ચુર ચુરઃ ॥
સેવક શરણુંગત ઉભો હજુરઃ ॥
અમીચંદ કહે લીલા ભરપુરઃ ॥
અંબા મા લાગુ તારે ચરણઃ ॥
સેવક મા આવ્યો તારે શરણ. મારીમાઃ ॥

## છંદ ૧૨૧.

### મહાકાળી કરે કલ્યાણ—શાહ

શહેર સુરત ધીઆકુળીઆમાં છે મહા કાળી. ॥
મારી માજી આવે સૌ ભક્તિ કરવાજી. ॥
ભાવ કરી ધ્યાન ધરી રહે, સૌ, ભવજળ તરવાજી. ॥
માની છબી નીરખી, આણુંદ અંગમાં થાએ ॥
સજયા સણુગાર શોભે સુંદર અંગેજી ॥
નખસીખ નીરખી છબી ભકતને અતી ઉમંગેજી. ॥
ભાંગે દુઃખીઆરાનું દુઃખ સુખ કરે સહેજે ॥
સ્હાએ કરે બાજે મુખ વેણુ ઉપંગેજી વદ ચૌદસે છંદ ગાવા
ખુબ ગામ્યો રંગેજી ॥

### ગઝલ.

અંગ ઉમંગે સંગે રહીને માજીનું ધરવા ધ્યાને ॥મારીમા ॥
ઇદંરપરાના ભકત મંડળમાં ત્રણ પહેલા આગેવાને ॥

### રેંકતા.

મંછારામ ને ચુનીલાલ કરે વિચારે ॥ સાથે કેસવરામ
પણ હતા માજીને દુવારે ॥
ભાવે છંદ ગાઈ કહે શકિતનો આધારે ॥
હળીમળી બેઠા સૌ પાપ ઓસરવાજી॥ભાવ કરી ધ્યાનધરી રહો॥
ચોક ૧ લો

માજી પુરે સૌની આશ, તમે મમમાયા ॥
તમે બુદ્ધિ રૂપે ઘટઘટ વ્યાપેજી ॥
દયા કરી મા દાસ જાણી, સબુદ્ધિ આપેજી ॥
કંઈ અજ્ઞાનિ જીવ હિંસા કરે અપારે ॥
જેના દીલમાં દયા નહિ બાંધે પાપેજી ॥
નીચ કર્મ કરે નીચ કહેવાયે થાએ સંતાપેજી ॥

ગઝલ.

સસંગતના ફળ છે સારાં ભકિતનું મન થાએ ॥ મારીમા ॥
રમત ગમ્મત મૂકી દઇને, માજીના ગુણ ગાએ ॥

કેંકુતા.

હર ચૌદસે માની ભકિત કરીને ગુણ ગાએ ॥
માના ગુણ ગાએથી પરસન થાએ મંમાયે ॥
સબુદ્ધિ આપે કરે ભકતને મા સ્હાએ ॥
હતા હલકી વર્ણ સૌ લાગ્યા સુધરવાજી ॥
ભાવધરી ધ્યાન ધરી ॥ ચોક ૨ જો
ઘણા ગાંચી ખતરી વેપારી ધર્મ પશાએ ॥
થયા શ્રીમંત દયા મન દીલમાં લાવીજી. ॥
ન્યાત મળીને સંપ કરી રહ્યા જીવ બચાવીજી ॥
આવા સમજુ પુરૂષ તો દયા લાવી દે દાને ॥
જુઓ ઉંચની બુદ્ધિ નીચમાં આવીજી ॥
પૈસો મલે પરી વાર વધે સમાર્ગ સાવીજી ॥

## ગઝલ.

ઇંદરપરાના ભકત મંડળમાં, આગેવાન વિવેકી ।।મારી મા ।।
સંપ કરી સૌ, ભાવથી આવે, દર્શનના છે ટેકી ।।

## ફેંકતા.

એવા પ્રેમ ઉલટથી માને લાડ લડાવે ।।
એક દોરો કરી સોનાનો માને ચઢાવે ।।
કંઇ વ્યસનીને સમજાવી વ્યસન છોડાવે ।।
એવા ડાહ્યા પુરૂષને એ કામ કરવાજી ।।
ભાવ કરી ધ્યાન ધરી રહે. ।। ચોક ૩ જો.
માજી બુદ્ધિ રૂપે આવી સબુદ્ધિ આપે ।।
કંઈ સ્વાર્થ સારૂ હિંસા કરતાજી ।।
રૂઢી મારગમાં ફસાઈ પાપ કરતાં ના ડરતાજી ।।
કંઈ અજ્ઞાની જીવ અણુસમજુ કામ કરતાં ।।
કરે તેવું ભોગવ સૌ ઓચરતાજી ।।
હિંમત રાખી પુનની પાળ બાંધે ભવજળ તરતાજી ।।

## ગઝલ.

સર્વે દેવીનું એક સ્વરૂપ છે, શકિત રૂપે મંમાયા ।।મારી મા ।।
શકિત વડે જીવ સર્વે રહ્યા છે, શકિત વગર પડે કાયા ।।

## ફેંકતા.

તમે નિર્મળ બુદ્ધિ કરી કરો સુધારો ।।
સૌ પ્રાણી માત્રને આસરો છે તમારો, હર ચૌદસે
છંદ ગાએ સંપ રાખે સારો ।।
કહે **અમીચંદ** પાપ કરતાં ડરવાજી ।। ભાવ કરી ધ્યાન
ધરી રહે ।। ચોક ૪ થો.

## છંદ ૧૨૨.

માજી આગળ બાળકની સ્તુતિ, રાહ ખડી.

મુસાફર પર મહેર કરી, પરદેશી પ્રાણીપર દયા કરો
અમે બાળક અજાણુ જગતના, સમરતાં સંગ
રહયા કરો ॥
બાળપણે સમરૂં મા શારદા, જીંન્હાએ રહી રહો પરસન ॥
જ્ઞાન ધ્યાનમાં ચીત્ત સદા રહે, ભણુવા ઉપર ચોંટે મન ॥
ભણુતી વખત ભુલ પડે નહી, કંઠે રહી કરજો રક્ષણુ ॥
માત પીતાપર સદા પ્રેમ રહે ઉઠી સવારે કરૂં વંદન ॥
નીમ નીતિનું ભાન પડે, સ્હાય કરી મા સંભાળ
લયા કરો ॥
હુમે બાળક. ચોક ૧
વેપાર સમો છે જુવાની અંદર, મહા લક્ષ્મી મા કરજો
સ્હાય ॥
અખંડ ભંડાર ભર્યા રાખજો. મહા લક્ષ્મી મા તું કહેવાય ॥
પુત્ર પરિવાર સંસારી સુખ જગતના એ કાર્ય કહેવાય ॥
સાહે કરજો સદા ઈષ્ટદેવ આદ્ય અંબા મારી તું કહેવાય ॥
સંકટ સમે સમરતાં આવી બરદાસ અમારી લયાકરો ॥
હુમે બાળક અજાણુ ॥ ચોક ૨
અમ પરદેશી પંથી મુસાફર ભ્રમણુાથી ભટકું જહીં તહીં ॥
જંગલમાં રહું વસ્તીમાં રહું, ભરદરીએ આગબોટનેમહીં ॥

ઉપર આભ ને નીચે પાણી, તારા વીના કોઇ મારૂં નહીં ॥
અરજ સાંભળી પાર ઉતારો, પુત્ર અરજ કરે જહીં તહીં ॥
અનેક સંકટ આવે શરીરપર, સ્હાય કરી સુખ દયા કરો ॥
અમે બાળક ચોક ૩.
અમે તમારા તમે અમારા, પીંડ બ્રહ્માંડના માલીકતમ ॥
તુમથી અમે કંઈ જુદા નથી, પણ ભ્રમણામાંભરમાયાઅમ ॥
સુખ દુઃખ સંસાર ઉપાધી, સદા શરણુ રાખો હરદમ ॥
ભવ દુઃખ ભાંગી કરો અનુરાગી, સદા આણંદમાં રહેતારંમ ॥
અમીચંદ કહે આતમ સ્વરૂપ, મુળ વસ્તુ પ્રાપ્ત મને થયા કરો ॥
અમે બાળક ચોક ૪

---

## છંદ ૧૨૩ મો.

ધીરા રહીને ધ્યાન ધરો સૌ, માલિકની રાખે દરકાર ॥
સરળ પંથ જોઇ સીધા ચાલો, કામ ક્રોધ છોડી અહંકાર ॥
ભક્તના છંદ ભક્ત ગાએ, વીવાદી કહેવાયે નહિ ॥
અમતમ ગાઇએ એક નામના, તેમાં કંઇ અન્યાએ નહિ ॥
ગુરૂ ભાઇ મારા સમજી, બોલું, શત્રુવટ કદી થાએ નહિ ॥
જ્ઞાનિને સહુ સમાન દ્રષ્ટિ, કોઇનું બુરૂ ચ્હાય નહિ ॥
હાથે જોડી હલકાઇ બતાવે, વગર જોએ શાસ્ત્રનો સાર ॥
સરળ પંથ જોઈ સીધા ચાલો ॥ ચોક ૧ લો.
એક ઓળખી એકને પકડી, સદા આનંદમાં રહ્યા કરો ॥

અમ ખાઇ ગુસ્સો મારી બેસવું, ધીરજના ફળ લયા કરો ॥
તમે ગુણીજન ગુણસાગર છો, ગુસ્સામાં કેમ રહ્યા કરો ॥
ભલી બુરી ન માનું મનમાં, કહેવું હોય તે કહ્યા કરો ॥
આજ આનંદ મારા મનમાં વાધ્યો, માજી નામનો ઉઠયો તાર ॥
સરળ પંથ જોઈ સીધા ચાલો ॥ ચોક ૨ જો.

બોલો છંદ તમે ભાવે કરીને, શ્રવણ કરી સૌ સાંભળે છંદ ॥
નિર્મળ વાણી માજી નામની, બોલો સર્વ છોડીને ફંદ ॥
ગાઓ નહિ તો ગાવા દો હમને, સાફ દીલ રાખી તન મન ॥
શ્રોતાજન શ્રવણ કરે જે, ભક્ત બોલે તે સાંભળે છંદ ॥
એક પંથના સર્વે મુસાફર, ભુલ્યા માર્ગ શોધે સંસાર ॥
સરળ પંથ જોઈ ॥ ચોક ૩ જો.

અમ તમ બધા એક દેશના, આવ્યા મુસાફરી કરવાને ॥
કર્મ સંજોગે ઉંચ નીચ બન્યા, ભક્તિ કરે સૌ તરવાને ॥
માજી નામનું ધ્યાન ધરી સૌ, આવ્યા ભવજળ તરવાને ॥
અરજ કરી માને સલામ કરી કહું, જન્મ મરણ દુઃખ હરવાને ॥
**અમીચંદ** કહે ચાલો સંપથી, અંબા ઉતારે બેડો પાર ॥
સરળ પંથ જોઈ સીધા ચાલો ॥ ચોક ૪ થો.



## છંદ ૧૨૪ મો.

સતગુરૂ શબ્દમેં શીર ચઢાવી, ચેતી ચીત થર કર લીઆ ॥
કથની છોડી કુમતિ સુધારી, માજી નામ સમર લીઆ ॥
જન્મ લાયા કછુ ન લાયા અજાણદેશ પીછાન લીઆ ॥
ઓરતીઆ અથડાઈ જાય છે, સતગુરૂકા આસાનલીઆ ॥
સ્વચ્છ રહી સ્વાસોસ્વાસ સાંધી, માજી નામકા ધ્યાન લીઆ ॥
ધન મળેથી ધર્મ કરવો, દયા રખના માનલીઆ ॥
દયા દીલથી દુર ના રાખું ભીત્તર ખજાના ભરલીઆ ॥
કથની છોડી કુમતી સુધારી ॥ ચોક ૧ લો.

સાત પાંચકું છોડદીઆ મેં માજીનામતો જપ લીઆ ॥
એક નામ અખંડ આરાધી, માજી નામકા તપ લીઆ ॥
અજર અમર પ્યાલા દીઆ, ગુરૂને ગુણીજનને ગુણ જડપલીઆ ॥
અચપાકા ઘર ધ્યાન ધુનમે, ધુન ધુન કાગમે ચડપલીઆ ॥
અગમ અગોચર અઘોર માયા, લક્ષ લગામમેં પકડલીઆ ॥
કથની છોડી કુમતિ સુધારી ॥ ચોક ૨ જો.

પ્રેમ પલાણ પ્રેમેથી લીધું, જ્ઞાનઘોડા સણગારલીઆ ॥
ઢાલ ધીરજની બાંધી બેથો છંદમાં શાર અપાર લીઆ ॥
સાધન સાંધી ક્રીયા પાળી, છંદ મંત્ર વિચારલીઆ ॥
સતની સમશેર હાથ લીધી, કામ ક્રોધ શત્રુકુ મારલીઆ ॥

આનુ બરછી એક ઇશ્વરી, અખંડ નામ ભિત્તરલીઆ ॥
કથની છોડી કુમતી સુધારી ॥ ચોક ૩ જો.
નાભી કમળથી ચલી સુરતા, શ્વાસોશ્વાસ ધ્યાન ધર લીઆ ॥
ચઢી ખુમારી અખંડ અંગમાં, માની સચરાચર લીઆ ॥
રોમ રોમ રણુકાર ઉઠયા, જેને ગુરૂ વચન શીરપર લીઆ ॥
મળી જોતમાં જોત સમાઈ, ભવજળ પાર ઉતર લીઆ ॥
અમીચંદ કહે સદા આનંદમાં, માજી નામ ફરફરલીઆ ॥
કથની છોડી કુમતિ સુધારી ॥ ચોક ૪ થો.

---

## છંદ ૧૨૫ મો.

ખમા ખમા મ્હારી મંમાયાને, ગહુન ગતી તારી ન્યારી,
હુજી તમે શણગાર સજો નાંખી, માયા જાળ ભ્રમણા ભારી.
આદ્ય અંતનો ઉપાય જાણવા કોઇ સમર્થ નહી તુજ વિના,
કોઈ જ્ઞાનીએ ગણત્રી કરીને, લખી જણાવી સેજ બિના.
સત્યયુગ, ત્રેતા, દ્વાપર, કલિયુગ, ચાર યુગના વરસાગિના,
લાખ તેંતાલીશ ઉપર હજાર વીસ, શક પડે તો ગિન લિના.
મઘવા કરે ચૌદ ચોકડીનું રાજ, એવા ઈંદ્ર થશે અધિકારી.
હુજી તમે શણગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી–ચો.૧
ચૌદ ઈંદ્ર એમ જોતાં વહી જાએ, ત્યારે બ્રહ્મા નો દીન ગણાય,
ત્રીસ દીન એવા જાએ બ્રહ્માના, ત્યારે તેનો એક માસ મના.ય

બાર માસ જ્યારે જાય બ્રહ્માના, ત્યારે તેનું તો વરસ કહેવાય,
સો વરસ જ્યારે જાએ બ્રહ્માના, ત્યારે આદ્યશક્તિની એક પળ થાય.
સાઠ પલ એવી જશે માતાની, એક ઘડી લો વિચારી.
હુજી તમે શણુગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી—ચો.૨
સાઠ ઘડી એવી જાશે માતાની, ત્યારે તેનો એક થાશે દીન.
તીસ દીનનો એક માસ થાય, બાર માસે વરસ લો ગીન.
કોટી વરસ શણુગાર સજે, શેશ શંકર થાયે માયામાં લીન,
પહેરી પોશાક મા પાછી ફરે, ત્રણ લોક તણો લય થાએ એ દીન.
તાહારી ગતી મા સૌથી ન્યારી, અરજ સુણો ખપ્પર ધારી,
હુજી તમે સણુગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી—ચો. ૩
કળિકાળમાં કીરપા કરી, માહાકાળી મા કલ્યાણ કરો,
સેવક જનને સહાય કરી, દુઃખ વેળા આવી હાથ શીરે ધરો,
માહારે આશરો અંબા આપનો, શ્વાસોશ્વાસ જાપ જપું ખરો.
જપ તપ તારૂં નામ સમરતાં ઝટ આવી તમે દુઃખ હરો
અમીચંદ કહે અંતર નથી મા, હું તારો તું છે મારી,
હુજી તમે શણુગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી—ચો.૪



## છંદ ૧૨૬.

પ્રણામ કરી સતગુરૂ કહું તમને ચંદ્ર જોગણીનું કયું આશ્રમ ॥
કીરપા કરી ભેદ ભાંગો અમારો સ્થાવર રહે કે ફરે જંગમ ॥
જોગ જુક્તિથી સાધન સાધી કીરયા પાળી બેઠો સ્થીર ॥
પ્રેમરસ પ્યાલા પીધા ગુરૂના શુદ્ધ થયું મા મારૂં શરીર ॥
લહેર ચડી મામાજી નામની જ્ઞાને કરો મને ગુણ ગંભીર ॥
પડવો નોમ રહે પૂર્વ દિશાએ માતા જોગણી સ્થાવર સ્થીર ॥
સ્થીર રહે પણ દ્રષ્ટિ ફરે છે તે વાતનો હું ભાંગુ ભરમ ॥
કીરપા કરી ભેદ ભાંગો અમારો ચોક ૧.

પ્રથમ જુએ અસ્માન જોગણી પંદર ઘડી તે ઉપર કાળ ॥
દશ ઘડી જુએ દ્રષ્ટિ નીચે તે દ્રષ્ટિ જઈ પડે પાતાળ ॥
દશ ઘડી જુએ ડાબી પાસે દક્ષિણ દિશા તે જાણવી કાળ ॥
દશ ઘડી જુએ જમણી પાસે ત્યાં તેના થાય બુરા અવાલ ॥
પંદર ઘડી સન્મુખ જુએ તે સામું નહિ કરવું આશ્રમ ॥
કીરપા કરી ભેદ ભાંગો અમારો ચોક ૨.

ચર મન થીર રાખી સાંભલો ચંદ્રમાનો કહુછવુ વિસ્તાર ॥
પૂર્વ દિશાએ ઘર ચંદ્રનું મેષરાશીનું છે નીરધાર ॥
એ ચંદ્ર રહે સવા બે દહાડો તેમાં ફરે છે આઠે દ્વાર ॥
સત્તર ઘડી રહે પૂર્વ દિશાએ અગ્નિ ખુણે પંદર નીરધાર ॥
એકવીશ ઘડી રહે દક્ષિણ દિશાએ નૈઋત્ય ખુણે સોળ ઘડી આશ્રમ ॥
કીરપા કરી ભેદ ભાંગો અમારો ચોક ૩.

પશ્ચિમ દિશા રહે અઢાર ઘડી ઓગણીસ વાયવ્ય ખુણે રહે સહી ॥

ઊતર દીસા રહે પંદર ઘડી ઈસાન ખુણે ચૌદ ઘડી ગઈ॥
મેષરાશી ફરી આઠે ખુણે એકસે। પાંત્રીસ ઘડી થઈ॥
જે ખુણે ઘડી ભોગવે ચંદ્રમા તે વખત તે જાણુવા તહીં॥
અમીચંદ કહે ભેદી ભેદ લે અજાણ્યાને નહીં પડશે ગમ॥
ક્રીરપા કરી ભેદ ભાંગો અમારો ચે

## છંદ ૧૨૭.

(ભુલે ભુલેરે ઓ મુસાફર ભુલે એ રાહ.)

ભુલા નહીં ભુલારે, ઓ જ્ઞાની નહીં ભુલા;
ધરે સત્ સમશેર લઈ ધાલ, તોડી માયા જાળ.
ભાગ્ય તેના ખુલારે, ઓ જ્ઞાની નહીં ભુલા.
જેને મળ્યું ગુરૂનું જ્ઞાન, ધરે એક ધ્યાન, માયા કરે દૂરે;
જુઓ જનક રાયનું જ્ઞાન, ગણે સમાન, વરસે મુખ નૂરે.
એક હાથ છે સ્રીયા તન, બીજો અગન ઝાળ ભરપૂરે,
ગણે હરખ શોક સમાન, પ્રેમરસ પાન, કરે ચડે સૂરે.

### ટેકતા.

આ પ્રેમરસ શિવ શંકાદિકે પીધો, એ અજરરસ સુખ નારદે
મન લીધો,
જુઓ પ્રેમ ગોપી મીરાંનો કારજ સીધો, લેવા સુખદેવજીએ જ્ઞાન
જનક ગુરૂ કીધો, જોઈ ધડપણું જનકે દુવાર ઝટ ખુલ્લારે,
ઓ જ્ઞાની ભુલા. ચોક ૧.
નરસિંહની ભક્તિ ઘડ થયા જુનાગઢ કૃષ્ણ આવે દોડી,

ભરી મોસાળુ મોરારી હુંડી સ્વીકારી સાચી પ્રીત જોડી.
જેણે સેવ્યા ગુરૂના ચરણુ, સદા રહે શરણુ, કરજાય તોડી
સુણો ભક્તમાળ કાનધરી, ગયાસૌ તરી, કર્મબંધ તોડી.

## કેંકુતા.

જઈ ગુરૂ શરણુ શીર નમી, ગુરૂ જ્ઞાન લેવું,
ગુરૂ વચન ચડાવી શીર, શરણુમાં રહેવું.
ગુરૂ વિના મળે નહીં જ્ઞાન, શાસ્ત્રમાં કહેવું
દેવ ગુરૂ ગણી સમાન, પ્રીત જોડી રહેવું,
ચિત્ત થર રાખી રહે થીર, જરા નહીં ભૂલારે,
એ જ્ઞાની નહી ભુલા ચોક ૨
સેવે વલંભ ધોળા માને, ધરીને ધ્યાને, ભજે બહુચરી,
હુતા માજીના એ ભક્ત જાણે સૌ જગત
આવ્યા ફરી ફરી.
ગયા શિજીને મંદિરે, ઉભા થરથીરે, માનુ ધ્યાનધરી,
નહીં ચૂડો નાકમાં વાળી, માએ નથી ઘાલી
નમું કેમ કરી.

## કેંકતા.

મારી માજી વિના નહીં નમુ દર્શન જ્યારે થાશે
એમ કરી ઉભા દિન રાત કરી અપવાસે,
થઇ પરસન્ન શિજી પૂરે ભક્તની આશે,
પેહેરી નથ નાકમેં ખુશી કર્યા ત્યાં હાસે;
નમે નીચોવલી વલભ ભક્ત.

કુળકુલારે, ઓજ્ઞાની નહીં ભુલા ચોક. ૩
કેવી રાખી ભક્તની લાજ, કરે મા કાજ જુઓ ચંડી પાઠે,
માર્કંન રૂષિનીવાણી, શક્તિ વખાણી, સુરથ વઈસ સાથે.
આપી રાજ કર્યાં માએ કાજે ઝાળીને હાથે,
રાખી શરણુ મટાવે આવાગમન હાથ મૂકે માંથે.

કૈંકતા.

જેણે શિર ગરૂદેવ હરદમ, શિરપર ગાજે,
તોડી માયા જાળ ઘટ ભીતર માજી બીરાજે.
ત્રવેણી સંગમમા નાહીં ગેબી ઘંટ બાજે,
કરો ભક્તિ ભક્ત સૌ રાખે ઈષ્ટ દેવ લાજે.
અમીચંદ કહે માજી નામ જરા નહી ભુલારે.
ઓ જ્ઞાની નહીં ભુલા ચોક. ૪

---

## છંદ ૧૨૮મો.

પ્રથમ નમું ગણુપતિની રાહનો છંદ

અહલ આવી દોરી તૂટી પ્રેમકી ॥ ઉડે ચલેરે પતંગ ॥
ઉવા ખેલ પૂરા ફટક ગયે રંગ ॥
માહ માયાની ક્યા કહું ચતરઈ કુદરતકા મંડાણ ॥
રાખે નવ માસમાં ગર્ભસ્થાન ॥
ત્રણુસોસાઠ કામડીનું પીંજરૂં પાંચ રંગ પીછાન ॥
બોત્તેર કોટડી હે ધરધાન ॥

હાડ માસથી બન્યું પૂતળું મજબુત હો ગએ અંગ ॥
ઉવા ખેલ પૂરા ॥ ચોક ૧ લો
એરે નગરમાં નવ દરવાજા દસમાં છુપા રહે દ્વાર ॥
દેખો ત્યાં પવન વસે સરદાર ॥
દે ઉગાડ હોઠ કુદરતકા ખેલ બત્રીસ હારોહાર ॥
અજબ ખેલ પાણીકા સુમાર ॥
એરે પાણીમાં મછલી તલપ રહી ખૂબ મચાવે જંગ ॥
ઉવા ખેલ પૂરા ॥ ચોક ૨ જો
હુકમ થયો હલકારા આવ્યા મુલક થયો બેરાન ॥
રાજા મન થઇને પડયા બે ભાન ॥
નવસે નાડી બંધ પડીગઇ ઝટ નીકલ ગએ જાન ॥
થયું શહેર ખાખ બન્યું મસાણુ ॥
આરે કાયાનો નથી ભરોસો એક દિન થાએ ભંગ ॥
ઉવા ખેલ પૂરા ॥ ચોક ૩ જો
એમ સમજી સત્ય ચાલો જગતમાં રાખી મનમાં ટેક ॥
સર્વમાં શક્તિ રૂપે એક ॥
ઠાકોરભાઈ પચ્ચી ધર અંબાના રાખી રહ્યા વિવેક ॥
દાગીના કરે રાખીને નેક અમીચંદ કહે અજબ
માયામાં કંઈ કંઈ ઉઠે બંગ ॥
ઉવા ખેલ પૂરા ॥ ચોક ૪ થો

## છંદ ૧૨૯મો.

### રાહ ઉપરની

દેખા ખેલ કુદરતકા સમરતા સમજે કોઇ જ્ઞાનિ ॥
ભાંગે ભેદ ભજતા ભવાનિ ॥
ઔર નગરમાં કિલ્લા પાણીકા સમજે કોઇ જ્ઞાની ॥
ગુણીજન બોલે અવરવાણી, દશ દરવાજા દેખો પવનકા
સુરતાથી જાણી ॥
કોટ અગ્નિકા એ બેધાણી ॥
ઔર નગરમાં રૈયત અંધી બીન ધડ મસ્તાની ॥
ભાંગે ભેદ ભજતા ભવાનિ ॥ ચોક ૧ લો.

નહિ શીશ નહિ ઇંદ્રી બાદશાહકુ બેઠે તખ્ત કરે રાજ્ય ॥
વજિર હાથ બિના કરે છે કાજ ॥
નથી નાકકાન કોટવાલને પણ સાંભળે સર્વે અવાજ ॥
હાદી ફરીઆદી ઉભા સામાજ ॥
ભરી કચેરી બેઠે તખ્તપર બાદશાહે જ્ઞાનિ ॥
ભાંગે ભેદ ચોક ૨ જો.

કરી સલામ નેકીદાર બોલે નહિ હાડબીન શ્વાસ ॥
કંઠ બીનબોલે પડે પ્રકાસ ॥
બીન ઘોડેઅશ્વાર મુલકપર ફરતા ફરે આકાશ ॥
પકડ સમસેર ફીરે ચોપાસ ॥
જરા જોખમ નહિ લાગે તનપર ચલે સમસેર જ્ઞાનિ ॥
ભાંગે ભેદ ॥ ચોક ૩ જો.

વહી લોહીકી નદી પડે નહી છાંટા પૃથ્વી પર ॥
તમાસા દેખા નગર અંદર ॥
અંધા પોઠી વાંચ રહ્યા બોલે મૂંગા પડે સાસ્ત્ર ॥
બેરા સૂણે રાગ નગર અંદર ॥
અમીચંદ કહે અવર વાણી કોઇ સમજી લેશે જ્ઞાનિ ॥
ભાંગે ભેદ ભજતા ભવાનિ ॥ ચો ૪ થો

---

## છંદ ૧૩૦

મારી અરજ સુણો અંબામા બહુચરબાળી એ રાહ.

ઓ મારા વહાલામીત્ર હમે તમે મળ્યા એક દેશી,
ફરી ફરી મુશાફરી કરી થાકી ગયા બેશી.
મુલ માલીકતો છે એક નામ અનેક
તમે ભ્રમણામાં ભોલવાઈ ભુલી ગયા છેક,
તમે કહી સાંભળી વાત કરોછો વીવેક.
મુલ ધાંમ પહોંચીનો નથી મલ્યો કંઈ ચેકે
ખુલે અંતર પરદો કરણી હોએ જેની જેશાં.
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેશી—ચોક ૧
ઘણા પંથ નીકળ્યા તેની ઘણી ગુંચવણી.
વાણો તાણો જુદો થયું એક વસ્ત્રલો ગણી,
તેમ માયા બ્રમ નહી જુદા ગુરૂ ચેતવણી
કરો ભગતી ભાવે ભજન સારી કરો કરણી

મારૂં તારૂં કરે દુકાનદાર હોએ હવેશી.
ફરી ફરી મુશાફરી કરી થાકી ગયા બેશી—ચોક ૨
માહા માયા જાળમા ફસાઈ પડયા કંઈ શુરા,
બ્રહ્મા વીષ્ણું ભુલ્યા માહાદેવ સરખા પુરા.
થયા માયા મોહોમાં જગત જીવ ચકચુરા,
સુખ ભજે ભ્રમ નહી માયા છોડી ગયા દુરા
જહાં લગી કાયામાં રહે જીવ માયામાં રહે પેશી
ફરી ફરી મુશાફરી કરી થાકી ગયા બેશી—ચોક ૩
માયા બ્રમગણે જે એક શંશે લાખેતા, તાળી
શીવ શક્તીમાં નહી ફેર છોડો કપાળી,
સુખ મુક્તા મુક્તી કહી મુક્તી માગો તે ખાલી.
કરી કરણી ખપાવો કરમ માલીક લે ઝાલી.
**અમીચંદ** કહે અંબા નામે ભીતર ગયો પેશી
ફરી ફરી મુશાફરી કરી થાકી ગયા બેશી—ચોક ૫

---

## છંદ ૧૩૧મો.

રાહ ખડી

જરા નજર કરો બાળક ઉપર મ્હેર કરી દેજો દર્શન ॥
ચરણ કમળનો દાસ તમારો પુત્ર જાણીને થાઓ પરસન ॥
ભુલ અમારી ક્ષમા કરજો ક્ષણું ક્ષણું મા થાય છે ભુલ ॥
જાણો જનુની જગતની માતા બાળેક રમતાં ઘાલે ધુળ ॥
માથું ચોળાવતાં બાળક રૂએ રમતાં નહીં સમજે બીલકુલ ॥

એ અજ્ઞાની અમેજ મુર્ખાબાળી ન શકયા પાપના મુળ ::
કોઈ કોઈ વીરલા હશે જગતમાં કરમબી બાળી કરે અર્શણ ::
ચરણ કમળનો દાસ તમારો :: ચોક ૧
તપ કરે કોઈ જપ કરે કોઇ વૃત કરી જંગલમાં ફરે ::
કોઇ ગંગાજળ તીર્થે નાયે કોઈ તાપી કોઇ સરોવરે ::
કોઇ ઘર છોડે વૈરાગ્ય લાવે, ભિક્ષા માગે ઘરેઘરે ::
પાપી પેટ કોઇને ન મુકે તું અન્ન પૂર્ણા પુરૂં કરે ::
અમે મુર્ખ જીવ કુલાઇ મરીએ વાવી જુવારને થયું કર્શણ ::
ચરણ કમળનો દાસ તમારો ચોક ૨
આ જીવથી કાંઇ બન્યું નહીં ગયો ફોગટ ફેરો મારો હશે ::
શુક્રીત મેં કાંઇ કર્યું નથી. તો દયા તમને કયાંથી વસે ::
અનંત ભવનો આ જીવ દુખી ફરતો ફરતો અહીં આવ્યોહશે ::
કીરપા કરી તમે લાવો કરૂણા તો અવતાર મારો સફળ થશે ::
એક લહે મૈયા લગી તુમારી માજી માજી મુખ લગે વર્સન ::
ચરણ કમળનો દાસ તમારો ચોક ૩
કરમ કઠણને કાયા સુંવાળી તેતો માજી જાણો છો સર્વ ::
પૈસો ખર્ચી પુનની પાળ બાંધું એટલું બધું કાંઈ નથી દ્રવ્ય::
જે હશે તે આપ્યું તમારૂં અજ્ઞાની તો કરે ગર્વ ::
એ તો સર્વ સંસારની માયા માની ભક્તિમાં સાર સર્વ ::
અમીચંદ કહે છંદ બનાવી તેરે દર્શન બીન રહું તર્પણ ::
ચરણ કમળનો દાસ તમારો પુત્ર જાણી મા થાઓ
પરસન ચોક ૪

## આ છંદ પંચ તત્વથી કાયા બની તે વીષેનો

### છંદ ૧૩૨.

રાહ લંગડી.

ગુરૂ ઉપદેશે જ્ઞાન થયું મને, ઇષ્ટ દેવની સાહ્ય જડી. ::
સત સમાગમ કરતાં ગુરૂ કીલી, મારે હાથ ચડી. ::
એક અખંડ અવિનાશી સર્વમાં, સચરાચરમાં આપ ધણી. ::
પીંડ બ્રહ્માંડમાં જુઓ તો, પાંચ તત્વથી કાયા બની. ::
પ્રકૃતિ થઇ પરીબ્રહ્મથી, તમો સત્વ રજો ગુણ લો ગણી ::
આકાશ બન્યું આકાશમાં, અવકાશ રહ્યો સણુસણી. ::
વાયુનો વેગ થયો તેમાંથી, અગ્નિ પરગટ થઈ પડી. ::
સત સમાગમ કરતાં ગુરૂ કીલી, મારે હાથ ચડી. ::

ચોક ૧ લો.

જલ બીંદુ પડયું આકાશમાંથી, ઈંદ્ર તેનો ઉત્પન્ન કરી, માતાના
તનમાં, રહે છે નવ માસ લગી ધ્યાન ધરી ::
પીંડ બને છે ચોવીસ તત્વનું, સુક્ષ્મ કારણ માયા ખરી ::
પીંડ બ્રહ્માંડને એકઠા જાણો, ફેર નહિ એમાં જરી ::
પવન પાણી પૃથ્વી ને અગ્નિ, આકાશમાં અવકાશ પડી. ::
સત સમાગમ કરતાં ગુરૂ કીલી, મારે હાથ ચડી. ::

ચોક ૨ જો.

મહા માયાની અઘોર ગતિ, આ પીંડની રચના જુઓ જરી ::
તનમાં તપાસી મુરખ મન જોને, જરી વીચાર કરી ::

પાંચ તત્વ પણ પચ્ચીસ તેમાંથી, એકએક સાથે રહ્યા ઠરી. ઃા
જુદા પાડીને જોશો તો, કુદતની કેવી કારીગરી ઃા
સમે સમો જોઈ સમરણ કરવું, અજ્ઞાની કરે ઝડાઝડી ઃા
સત સમાગમ કરતાં ગુરૂ કીલી, મારે હાથ ચડી ઃા
ચોક ૩ જો.

કેવી યુક્તિથી કાયા બની છે, નથી કર્તાની એધાણી ઃા
કુદરત કરે છે એનો ભેદ જાણો તો, જુઓ વેદ વાણી ઃા
પાંચ તત્વનું પ્રગટ પીંજરૂં, ભેદ પચ્ચીસ લોને જાણી, ઃા
બીજા છંદમાં બતાવું આપે, બુદ્ધિ મા ગુરૂ જ્ઞાની ઃા
**અમીચંદ** કહે મા પ્રતાપે, બ્રહ્મ કેફની લાગી જડી ઃા
સત સમાગમ કરતાં ગુરૂ કીલી, મારે હાથ ચડી ઃા
ચોક ૪ થો.

---

## છંદ ૧૩૩.

### રાહ ખડી.

ધન બલીહારી માતા શારદા, કીરપા કરી મ્હારે મોંઢે ચડી ઃા
વેદની વાણી જુક્તિએ જાણી, સમો જોઈ કહું પાએ પડી ઃા
આદ્ય ઓંકાર ઉઠયો તેમાંથી, બાવન અંક બન્યા તત્કાળ ઃા
ચાર માત્રા થઈ ચાવી તેમાંથી, વિશ્વપતિ લે છે સંભાળ ઃા
આ પીંજરૂં પંચ તત્વનું, ભેદ પચીસથી ઉપન્યું બાળ ઃા
હાડ માંસ નાડી ને ચામડી, પાંચમાં શરીરપર ઉગેવાળ ઃા

આ પાંચ તો પૃથ્વીનો ભાગ, કોણુ કર્તાએ કાયા ઘડી ાા
વેદની વાણી જુક્તિએ જાણી ાા ચોક ૧ લો.

લોહી લઘુ ને વીર્ય કહીએ, એને વરૂણુ ભાગ લો જાણી ાા
લાળ ગળે ને સ્વેદ જે છે, એ પાંચો ભાગ છે પાણી ાા
હાલણુ, ચાલણુ, ધાવણુ, પસારણુ, આકોશણુ વાયુ લો માની ાા
ભુખ, તરસ, નિંદ્રા, ને આળસ કાન્તિ એ તેજ કહે જ્ઞાની ાા
પેટ, છાતી, કંઠ ને કમ્મર; શીરનું પોલ આકાશ ખડી ાા
વેદની વાણી જુક્તિ એ જાણી ાા ચોક ૨.

આ કાયામાં દશ દરવાજા, પાંચ ઇંન્દ્રિયને રાજા મન ાા
વાયુ વીદ્વાન દશવસી રહ્યા મહીં, જુઓ નિંદ્રામાં આવે સપન ાા
વ્યયા, ઉદાન, અપાન, સમાન, પ્રાણુ, નાગ, કર્મ, કર્કલ દેવદત ધન ાા
જાગૃત, સ્વપ્ન, સુસુપ્તિ, તુરીઆ, મુર્છા સમાધિ થાય કોઈ દિન ાા
બુદ્ધિ, મન, અહંકાર, ચિત્ત, જુઓ આ પીંડ સાથે રહ્યા અડી ાા
વેદની વાણી જુક્તિએ જાણી ાા ચોક ૩ જો.

આવી રીતે થઇ જીવની કાયા, મન રાજા થઇ બેઠો ઠરી. ાા
સુખ દુઃખ, સંશેથી ભોગવે, મુરખ જીવ કહે મારૂં કરી. ાા
મુળરૂપમાં મન મેળવો, સુરતા સાધી જુઓ ધ્યાન ધરી ાા
બ્રહ્માંડ જોતાં પાર ન આવે, જુઓ પીંડમાં રહ્યો ફરી ાા
અમીચંદ કહે ઘટમાં ખોળ્યો, ખલક પતિની ખબર પડી ાા
વેદની વાણી જુક્તિએ જાણી ાા ચોક ૪ થો

---

## ૧ કવ્વાલી ૧૩૪.

સમજ મન માજી, નામ સારૂં, અવસર સુખ નહિ મને પ્યારૂં.
જગત સંસાર સ્વપ્ના તુલ, પડે ગફલત હો જાવે ભુલ.
સદા મેં મનને મારૂં, લાગે સંસાર સુખ ખારૂં.
સમજ મન૦ ચોક ૧.
ભજન મન કરલે હરદમ, સદા સુખ પાવે ખાલે ગમ.
માને અજ્ઞાન જે મારૂં, આખર તે નહિ થશે તારૂં.
સમજ મન૦ ચોક ૨.
ગુરૂ સરણુ જઈ રહેવું, આપે જ્ઞાન પ્રેમથી લેવું.
ગુરૂનું જ્ઞાન છે ન્યારૂં, પળે પળે પ્રેમે સંભારૂં.
સમજ મન૦ ચોક ૩.
પ્રીતમ મારી પાસ હે પ્યારે, ખોજત ખોળ દેખો દેદારે.
અખંડ આનંદનું બારૂં, **અમીચંદ** નામ જપે તારૂં.
સમજ મન માજી નામ સારૂં. ચોક ૪.

---

## ૨ કુવ્વાલી ૧૩૫.

ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે, પાપી પડે નરકે નહિ સુઝે.
આપે ગુરૂ બોધ ન માને, પડે જઈ કુપ તે તાણે.
ખોટું ખરૂં કરીને ઝુઝે, સતી અસત્યથી ધ્રુજે.
ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે. ચોક ૧.
પાપી કૌરવ દુર્યોધન, રમી દુત પાંડવ કાઢયા વન.
કરી રાજ મુલકોને દુજે, કાઢયા વન પાંડવ શત્રુ જે.
ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે. ચોક ૨.

સતી સંગ પાંડવ ચાલ્યા વન, વેઠે દુઃખ સત્યને કારણ.
સતી દુઃખ વેઠે લઈ ખુંજે, આખર સુખ અંતે કહું તુંજે.
ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે, ચોક ૩.
પાપી નહિ સમજો દુર્યોધન, કાઢયું એને કુળનું નીકંદન.
સાણા જન શમજો કહું તુંજે, **અમીચંદ** કહે અંબા મુજે.
ગુણી ગુરૂ જ્ઞાનથી બુજે. ચોક. ૪.

---

## ૩ કવ્વાલી ૧૩૬.

નિરંજન તુહી મંમાયા, પલકમેં ખલક બનાયા.
પશુ પરુષ કરી નારી, ખીલ્યા ફળફુલ હજારી.
પાંચ તત્વની કાયા સર્વમાં, છે તારી છાંયા.
નીરંજન તુંહી મંમાયા ચો. ૧.
નીર્ગુણ સ્વગુણથી મંડાણ, પડે કોઈ વીરલાને ભાન.
તરે તે છોડે જે માયા, ચલા જીવ છોડ ચલે કાયા.
નીરંજન તુંહી તુંહી મંમાયા. ચોક. ૨.
છે સઘળે તારો વાસ, રહે જેમ પુષ્પ અંદર બાસ,
વસો તમે ઘટ ઘટ મંમાયા, તેરા કોઇ પાર નહિ પાયા.
નીરંજન તુંહી તુંહી મંમાયા. ચોક ૩.
મારે એક તુંહી તુંહી વાલી, સદા કરો મા રખેવાલી.
**અમીચંદ ને** ગાયા, થયા પરસંદ મંમાયા.
નીરંજન તુંહી તુંહી મંમાયા. ચોક. ૪.

# માતાજીના ગરબા.

## ગરબો ૧ લો. ૧૩૭.

આવોની નંદલાલ રમવા આવોનીરે—એ રાહ.

પુંજુ મહાલક્ષ્મી માત શરણે રાખોનીરે, કેછે તમારો દાસ
શરણે રાખોનીરે,
શ્રીમાલ દેશના છૈયે શ્રીમાલી.
પરસન થઈ માત મે હાથ ઝાલી, કરો કુળ દેવી રખેવાળી,
શરણે રાખોનીરે.
ડુંગરવાળી તું મતબાલી, ભક્તની કરજો રખેવાળી.
પડે આયફતેલો સંભાળી. શરણે રાખોનીરે, ૨
સરણાંગતને સહાયરે કરજો, અરજ અમારી કાને ધરજો.
દાસ જાણી દુઃખ હરજો, શરણે રાખોનીરે, ૩
તન મન ધન સદા સુખરે આપી, વંશ વૃદ્ધિ કરી પુત્રરે સ્થાપી,
પાપ કાપી સબુદ્ધિ આપી, શરણે રાખોનીરે, ૪
જોતાં જગત મને જુઠું ભાસે, ઉંડાણે જોતાં થાઉંરે ઉદાસે.
એક દિન થાશે નાશે, શરણે રાખોનીરે. ૫
ધણી ધણીયાણી પુત્ર પિતા નાહિં, પડયુંરે હશે જે ત્યાંનુરે તહિં.
જોયો સંસાર જુઠો આહિં, શરણે રાખોનીરે. ૬
મિથ્યા અભિમાન તજો સૌ પ્રાણી, સત ચાલો સૌ મરવુંરે.
જાણી, ગુરૂ જ્ઞાને થશો ગુરૂ જ્ઞાની, શરણે રાખોનીરે. ૭
બે કર જોડી મા વીનતી કરૂં છું, હરિનીસ તારૂં ધ્યાન ધરૂં છું,
તારે આધારે જગમાં ફરૂં છું, શરણે રાખોનીરે ૮
સર્વ સેવકની અરજી સ્વીકારો, હાથ જોડી કહે **અમીચંદ.**
તારો મા મને પાર ઉતારો, શરણે રાખોનીરે. ૯.

## ગરબો ૨ ૧૩૮.

રાહ ઉપરની.

કરવા સેવકને સહાય અંબા આવોનીરે,
લાગું તમારે પાય અંબા આવોનીરે. ૧.

બાળપણું બાળ બુદ્ધિએ કહાડી માત પિતા સુખ આપતા દહાડી,
ખીલે જોબન ફુલવાડી, અંબા આવોનીરે ૨.

જુવાની ખીલી ભર જોબન મારૂં, સંસાર સુખ લાગે મને પ્યારૂં,
નામ ન લીધું તમારૂં. અંબા આવોનીરે ૩.

મારૂં તારૂં કરી દીનરે કાપી, કંઈરે ભવનો આ જીવ પાપી,
બચાવો સબુદ્ધિ આપી, અંબા આવોનીરે. ૪.

ધન ધણીને છોકરા મારા, સંસાર સુખ મા લાગેરે પ્યારા,
અંત સમે નહિ મારા. અંબા આવોનીરે. ૫.

સુખ માનું તેતો દુઃખનો દરીઓ, કાચી માટીનો જેવો કુંભ ભરીઓ,
સમજો તે પાર ઉતરીઓ, અંબા આવોનીરે. ૬.

સતગુરૂ શબ્દે જ્ઞાનરે આપી, આદ્ય શક્તિ અંતરમાંરે સ્થાપી,
તું છે ઘટમાં આપી અંબા આવોનીરે. ૭.

આદ્ય ઈશ્વરી દીન દયાળી, દુખીઆરાના દુખરે ટાળી,
પાર ઉતારો હાથ ઝાલી, અંબા આવોનીરે. ૮

તુજ બીના નહીં કોઇનીરે આશ, અરજ કરી ઉભો તાહરી પાસ,
**અમીચંદ** કહે તારો દાસ, અંબા આવોનીરે ૯

## ગરબો ૩ જો. ૧૩૯.

### સખી પડવે તે પંથ પધાર્યારે,—એ રાહ

સખી આજ આનંદ મારે અંગેરે, મારે જાવું સહીએરોની સંગેરે.
સાત વાર ગાવાનો ઉમંગે, લાગી ધૂન માજી નામની હુમનેરે.
રવીવારની શોભા સારીરે, માનો મંડપ છે મીનાકારીરે.
લાલ સાડીની બલીહારી, લાગી ધૂન માજી નામની હુમનેરે. ૧.
સોમવારે ચંદ્રમુખ ઝળકેરે, સપેત સાળુ ને મોતી ચળકેરે.
આવે દરશન કરવા ખલકે, લાગી ધૂન માજી નામની હુમનેરે. ૨.
મંગળવારે મા મંગળકારીરે, માની લીખ લીખ જાઉં બલીહારીરે.
ભકત કરે ભક્તિ તમારી, લાગી ધૂન માજી નામની હુમનેરે. ૩.
બુધવારે બુદ્ધિ આપો હુમનેરે, હાથ જોડી માગી કહું તમનેરે.
મટે લક્ષ ચોર્યાસી ભમને, લાગી ધૂન માજી નામની હુમનેરે. ૪,
ગુરૂવારે ગુરૂગમ આપીરે, લાખો પાપ જન્મનાંરે કાપીરે.
તમે ગટગટમા રહો વ્યાપી, લાગી ધૂન માજી નામની હુમનેરે ૫.
સુક્રવારે સજી સણુગારેરે, હીરા રત્ન કરે ચમકારેરે.
માના દર્શન કરૂં વારે વારે, લાગી ધૂન માજી નામની હુમનેરે ૬,
શનિવારે ઉભા સનમુખેરે, આપે સુખ ને કાપે દુઃખેરે,
માના દર્શનથી થાય સુખે, લાગી ધૂન માજી નામની હુમનેરે ૭.
રાહુ કેતુ નવે ઘરે કહીએરે, લાગી પાય માજી નામ લઇએરે,
અમીચંદ કહે શર્ણે જઇએ, લાગી ધૂન માજી નામની હુમનેરે ૮.

---

## ગરબો ૪ થો. ૧૪૦.

### રાહ ઉપરની.

સદા ગણુપત લાગું પાએરે, માતા સરસ્વતી રહો જીભ્યાએરે.
આદ્ય અંબા તે ગરબો ગાએ, ચાલો બેની આજ દરશન જઈએરે.૧.
માહકાળી તે પાવાવાળીરે, સાથે અંબા ને બહુચરવાળીરે.
લેતા હાથોહાથ મા તાલી, ચાલો બેની આજ દરશન જઇએરે.૨.
માના સણગાર સુંદર ઝળકેરે, હડપચી પર હીરો ચળકેરે:
ગાતા ગરબો તે મુખડું મલકે,ચાલો બેની આજ દરશન જઇએરે૩.
મળી ચોંસઠ ગરબા ગાતીરે, પહેરી સુંદર ચુંદડી રાતીરે.
ફરે કુદડી મા મદમાતી, ચાલો બેની આજ દરશન જઈએરે.૪.
માના ચાચરની શોભા રૂડીરે, માને હાથે જડાવની ચુડીરે.
તાળી હાથોહાથ લે કૂદી, ચાલો બેની આજ દરશન જઈએરે ૫.
ગરબો સાંભળી દરશન કરવારે, એક ચીત્તે માનું ધ્યાન ધરવારે.
મટે લક્ષ ચોર્યાસી ફરવા, ચાલો બેની આજ દરશન જઈએરે. ૬
આણી અંગ આનંદ મા ચાલીરે, કરી દરશન થઇછે ખુશાલીરે.
લાખો જન્મના પાપમાં બાળી,ચાલો બેની આજદરશન જઈએરે.૭.
માજી ભજતાં તે ભવ દુઃખ જાયરે, કાપે કષ્ટ ને સુખ થાયરે.
તેથી સદા ભજો અંબાએ, ચાલો બેની આજ દરશન જઇએરે.૮.
ગરબો ગાઈ ગયા મા ધામેરે, ભક્ત કરે દરસણ દેરામારે.
અમાચ દજો [illegible] નામે, ચાલો બેની આજ દરસન જઇએરે૯.

---

## વૈરાગનો ગરબો. ૧૪૧

અલબેલીરે અંબે માત જોવાને જઈએ એ રાહુનો ગરબો

આ સંસાર મોહની જાળ માનો છો મારી,
માજી ભજવાથી સુખ થાય કાયા નહિ તારી.
જાંજવાના પાણી જોઇને જે જન પીવા જાયરે,
નીરાશ થઈને લાખે નીસાસા, ખાલી ખોટી થાય.
માનો છો મારી. ચોક ૧ લો

સુખ સ્વપ્નામાં સંપતિ ભોગવે, નજરે નક્કી દેખાયરે.
જગત સ્વપ્નું મોટું માનો, જાગી જોતે જણાએ, માનો છો મારી.
ચોક ૨ જો

પુત્ર પરીવાર સ્ત્રી આ જોબન, આખર અળગાં થાયરે.
લોક લજ્જાથી રૂદન કરીને, ધન દોલતને ન્હાય, માનો છો મારી
ચોક ૩ જો

આવ્યા કયાંથી ને કયાં જવાનું, રહેવું જઈ કોણ ઠામરે.
સ્વગુરૂનુ સોધંન કરીને પુછવુ કરી પ્રણામ, માનો છો મારી.
ચોક ૪ થો

આરે કાયા મારી ક્ષણ ભંગુર છે બતાવો મુક્ષ થામરે.
તનમા તપાશતા માલમ પડશે અમીચંદ રહે નીજ ધામ.
માનો છો મારી, માજી ભજવાથી સુખ થાય, કાયા નહિ તારી.
ચોક ૫ મો

## ગરબો. ૧૪૨

રીસાંચ્યો રસીક સંગાથે રાધા એ રાહ.

જગતમાં એક બ્રહ્મ જાણો સરખો,ભાવી જન પોતે પોતામાં પરખો,
જગતમાં એક બ્રહ્મ જાણો સરખો.
જળ ભરી પાત્ર મૂકો હારો-હારે, સર્વમાં સૂર્ય તણોરે આકારે.
તેમ સોહોમ રહે થારો થારે, જગતમાં એક બ્રહ્મ જાણો સરખો.
ચોક ૧ લો.
નથી પુરૂષ નથી કોઇ નારે નથી ભીખારીને દાતારે.
કરો આતમ તત્વ વીચારે,.જગતમા એક. ચોક ૨ જો.
સુખદુઃખ સંસય થકીરે જણાએ,માયાની ભ્રાંતિ ભ્રમણાથી થાએ.
ઘાટ ઘળે કંચન એક કહેવાયે, જગતમાં એક બ્રહ્મ જાણો સરખો.
ચોક ૩ જો
ભજન પોતાનું પોતે કરે છે, જગ રૂપ થઇને પોતે ફરે છે.
**અમીચંદ** અંબાનુ ધ્યાન ધરે છે, જગતમાં એક બ્રહ્મ જાણો
સરખો ચોક ૪ થો.

---

## ભજન રૂપી છંદ. ૧૪૩.

ગજકો બંધ છોડાયો નાથ મેંતો ગજકો બંધ છોડાયો રાહ.

---

દર્શનની બલીહારી, અંબા તારા દર્શનની બલીહારી.
અખંડ આનંદ જેના ઉરમાંરે આવે, નામ જપે નરનારી.
અંબા તારા દર્શનની બલીહારી. ચોક ૧.

આતમ દરશી આપો પુતાળી, મનને નાંખ્યું મારી.
સત પાળે ને ત્રુષ્ણા ત્યાગે, માજી દર્શન ચીત્ત થારી.
અંબા તારા દર્શનની બલીહારી. ચોક ૨.
અજર અમર રસ પીવાને ઈચ્છે, ઉલટ અંગમાં ધારી.
માન તજે ને શાન સંભારે, કામક્રોધ નાંખે મારી.
અંબા તારા દર્શણુની બલીહારી. ૩.
સમદમ સાધન સારા જાણે, લક્ષથી લો વિચારી.
સોહુમ શ્વાસોશ્વાસે સમરે સદા રહે આનંદકારી.
અંબા તારા દર્શનની બલીહારી. ચોક ૪.
અષ્ટ જોગને એમ આરાધે, ગુરૂનું જ્ઞાન વિચારી.
સતમારગનો મહિમા મોટો, **અમીચંદ** કહે લલકારી.
અંબા તારા દર્શનની બલીહારી. ચોક ૫.

---

## છંદ ૧૪૪.

ત્રીગુણ માયા મા તાહુરી એ રાહ.

આતમ શકિત એભગૃવતિ, ભજતા પ્રતિ બધારો.
શૂરીનર મુની સ્મરણુ કરે જપતા શ્વાસોરે શ્વાસે.
આતમ શકિતએ ભગવતિ ચોક ૧.
સત સ્મરણુ સંજોગથી, થશે કર્મનો નાસે.
મનરે મંદીર સણુગારીચુ, પ્રીતમ નહિ મારી પાસે.
આ તમશકિતએ ભગવતિ. ચોક. ૨ જો.

જંળ વિનાની જેમ માછલી, જીવ તેમ મારો ત્રાસે.
પીંડ બ્રહ્માંડ પાર પરમેશ્વર, ભક્તીરસમાં ભાસે.
આતમ શકિત એ ભગતિ. ચોક ૩.
ખોળતા ખોળતા ખોવાઈ ગયા ગાટ ગએ કંચન થાસે.
ઈષ્ટ દેવ મારી અંબિકા, **અમીચંદ** છે વિશ્વાસે.
આ તમ શકિત એ ભગવતિ ચોડ ૪.

## ભુજંગી છંદ.

આદ્ય ઈશ્વરી અંબા તું માત માહરી.
ઉભો કર જોડી કરૂં વીનતી તારી.
ભજી ભાવે ભકતી કરૂં શરણુ રહેવા.
સદા દાસને આશ પુરણુ સુખ લેવા.
પડી જાળ માયા તણી દુખકારી. ઉભો—૧
અતી દુખ વેઠી રહયો ગર્ભમાંહી.
ધર્યા ધ્યાન જનમ્યો ભુલ્યો ભાન આંહી.
બુદ્ધી બળ આપો સદા ત્રીપુરારી. ઉભો—૨
ભમે ચોર લુંટારા સદા રહે સંગે.
લોભ મોહ માયા કામ ક્રોધ અંગે.
ઘણું છોડું, ન છુટે પડે દુઃખ ભારી. ઉભો—૩
જાય જુવાની જગ્તમાં ભાન ભુલી.
ખુલી આંખ નીદ્રાથી બાદશાહી ડુલી.
જોઇ ઝાંઝવાના નીર પીવા જાય ધારી. ઉભો—૪

તારા નામની ઢાલ મેં હાથ ઝાલી.
પ્રેમ કૃપાળુ માત અંબા દયાળી.
તારા દાસને દુખ છે શીર ભારી. ઊભો—પ
તમે દેવના દુખ હરી સુખ આપ્યાં.
કરી ભકતને સ્હાય સંકટ કાપ્યાં.
કરી વ્હાર આવો ભવ દુખ ભારી. ઊભો—૬
આપો જીવતાં જશ જકત માંહે ઝાઝો.
કદા બુડું આવી ઝટ હાથ સહાજો.
મારે આશરો તારો કહુ વારંવારી. ઊભો—૭
બેઠો નીરખે નારાયણી માત અંબા.
હયોની દાસને પાસ કરી હાથ લંબા.
આવો હસી ધસી નીરખું ચીત્ત થારી. ઊભો—૮
કરી ભકતની વ્હાર આવોને દોડી.
મારા કર્મનાં બંધ નાંખોને તોડી.
ધરી ધ્યાન રહું જ્ઞાનમાં ચીત થારી. ઊભો—૯
અરજ સાંભળી આવો મા થઈ પરસન.
**અમીચંદ** જોડી કહે હાથ ભકતન.
પુરો સર્વની આશ અરજી સ્વીકારી.
ઊભો કરજોડી કરૂં વીનતી તાહરી. ઊભો-૧૦

## ગઝલ.

રાધે કુસ્ન રાસ રમે ખેલે મધુબનઃ ॥ ૧.
કાન મુખ બાજે બંસી, નાચે થનથનઃ ॥ ૨.
શબ્દ સુણુ લાગી ધુન ગોપી ભઈ મગનઃ ॥ ૩.
ઘર કામ છોડી દોડે જ્યાં રાધા કીસનઃ ॥ ૪.
મળી સખી સાથ હાથ ઝાલી ત્રીભોવનઃ ॥ ૫.
કાન ગોપી રાશ રમે થઈ પ્રભુ પરસનઃ ॥ ૬.
છ મહીનાની રાત કરી રમે જગજીવનઃ ॥ ૭.
દેખને આવે દેવ છોડી ઈંદ્ર ઈંદ્રાસનઃ ॥ ૮.
મોરમુગટ ધારી દઈ ચત્રભુજ દરસનઃ ॥ ૯.
બ્રહ્મચારી પોતે પ્રભુ એ છે નીરંજનઃ ॥ ૧૦
શંખ, ચક્ર, પદ્મ, ગદા, ગરૂડ વાહનઃ ॥ ૧૧.
આરતી ઉતારે સર્વે ગોપી થઈ મગનઃ ॥ ૧૨.
બ્રહ્મરૂપ બ્રહ્મ સભા લાગી વેદધુનઃ ॥ ૧૩.
વીજયાશંકર વીણુ ભક્ત કહેછે **અમીચંદઃ** ॥૧૪.
આતમ શક્તિ અંતરજામી, પોતે નીરંજનઃ ॥ ૧૫.
અનેક નામે એક પોતે સદા રહે પરસનઃ ॥ ૧૬.

---

## આરતી. ૧૪૫.

જય ખપ્પર ધારી, મા જય ખપ્પર ધારી.
અનેક દૈત્યમાં હણ્યા; અનેક દૈત્યમાં હણ્યા.
છેતું સુખકારી ધંન ધંન ધંન અંબે. ૧
મોહીત કરી મધુકઈતભ કીધા રણ પ્રાજે, માં કીધા રણપ્રાજે
બ્રહ્માનું દુઃખ ભાગ્યુ, બ્રહ્માનું દુઃખ ભાગ્યું.
થયા સૌના કાજે, ધંન ધંન ધંન અંબે. ૨
દુર મુખ્ખમ ને મારી, કાળર ચુર કીધો;
મા કાળર ચુર કીધો.
ચીક્ષુના લીધા પ્રાણ, ચીક્ષુના લીધા પ્રાણ;
મહીસાસુર બીધો. ધંન ધંન ધંન અંબે. ૩
રૂપ ધરી અનેક મહીસાશુરઆવે,મા મહીસાશુરઆવે.
પાડો થઈ રણ ઉભો, પારો થઈ રણ ઉભો.
યુદ્ધ મચાવે. ધંન ધંન ધંન અંબે. ૪
ક્રોધ કરીમાં ધસ્યાબઈના વિકરાળે,મા બઈના વિકરાળે.
ખડગ લઈ મા દોડયા; ખડગ લઈ મા દોડયા.
મહીસાશુર ઝાલે. ધંન ધંન ધંન અંબે. ૫
ક્રોધે બની વિક્રાળ, ચઈડા બહુ રીસે.
મા ચઈડા બહુ રીસે મારેંા મહીસાશુર.
ઉરાડયું શીસે. ધંન ધંન ધંન અંબે. ૬

જય જય કરે સૌ દેવ, બોલે દેવ વાણી,
મા બોલે દેવ વાણી.
બ્રહ્મા વિષ્ણું વખાણે, બ્રહ્મા વીષ્ણું વખાણે.
રૂદ્ર તું રૂદ્રાણી. ધંન ધંન ધંન અંબે. ૭
પુષ્પવધાવે દેવ,પંચશબ્દ ગાજે,મા પંચ શબ્દગાજે.
દેવતાના દુખ કાપ્યા, દેવતાના દુખ કાપ્યા.
આયપા મારાજે. ધંન ધંન ધંન અંબે. ૮
આરતી કરી આણુંદે, જે કોઇ ગાશે,
મા જે કોઈ ગાશે.
સંકટ હરો મા તેના, સંકટ હરો મા તેના.
કરજો બરદાશે, ધંન ધંન ધંન અંબે. ૯
અલ્પ બુદ્ધી અજાણુ **અમીચંદ** તારો.
મા **અમીચંદ** તારો.
કીરપા કરીને હુમને કીરપા કરીને હુમને;
ભવ પાર ઉતારો. ધંન ધંન ધંન અંબે. ૧૦



## આરતી ૧૪૬.

જય જય જગ કરતા, મા જય જય જગ કરતા,
આરતી ઉતારે સેવક;આરતી ઉતારે સેવક,ભવના દુખ હુરતા,
ધંન ધંન ધંન અંબે. ૧

આદ્ય શક્તિ તું આપ, તખ્તપર ગાજે, મા તખ્તપર ગાજે;
સજ્યા સોળે સણુગાર, સજ્યા સોળે સણુગાર, સીંહપર બિરાજે.
ધંન ધંન ધંન અંબે. ૨,

ધંન દીવસ મા આજ, થયું તારૂં દરસણુ, મા થયું તારૂં દરશણુ
સફળ થયો જનમારો, સફળ થયો જનમારો. કરૂં તમને
વંદન ધંન ધંન ધંન અંબે. ૩

ઘનનન બાજે ઘંટ ઝાંઝના ઝમકારે, મા ઝાંઝના ઝમકારે,
નોબત વાગે ગીરગીરતાલ, નોબત વાગે ગીર ગીર તાલ,
શોભા અપારે. ધંન ધંન ધંન અંબે ૪.

અખંડ ભોવનના ઈશ તમે છો માતા, મા તમે છો માતા,
અનેક નામે એકજ; અનેક નામે એકજ, તું ચંદી માતા.
ધંન ધંન ધંન અંબે. ૫.

યુદ્ધ કીધું સુંભ સાથે, લડતી શક્તિ રણુમાં,
લડતી શક્તિ રણુમાં શુંભ, વચનથી ખેંચી કીધું આકર્ષણુ,
ધંન ધંન ધંન અંબે. ૬.

થઇ એક રૂપ યુદ્ધ કરીને, સુંભના લીધા પ્રાણે; મા શુભના
લીધા પ્રાણે.

દેવતાને રાજ આપ્યાં, દેવતાને રાજ આપ્યાં. થયાં અન્તર ધ્યાને,
ધંન ધંન ધંન અંબે. ૭.

તું હોંમ સોંહોમ સુનકાર. સચરાચર વ્યાપી,
મા સચરાચર વ્યાપી, **અમીચંદ** કહે સેવક; અમીચંદ કહે સેવક.
તુંહીં તુંહીં મા વ્યાપી, ધંન ધંન ધંન અંબે. ૮

## છંદ ૧૪૭.

અમે જઈએ ઘેર, અમે જઈએ ઘેર, માજી રાખજો મેહેર
બાળક કહે તાહરો. હમે જઈએ ઘેર,
આજ આણુંદની હેલી થઇમા છંદ ગાયા ઉમંગે;
ભક્ત મંડળી ભેળી થઈ કહે શદા રાખજો રંગે.
ચાલે ખુબ લેહેરે, અમે જઈએ ઘેર—ચોક ૧.
ઘેરં જાઉં ઘેર જાઉં કહીએ ખરા પણ મન મારૂં નહિ માને
ચડી ખુમારી માજી નામની, છંદપર લાગ્યું ધ્યાને
કહુ બેર બેરે—અમે જઈએ ઘેર.—ચોક ૨.
કામ કાજ તો કરના જગતનાં પાપી પેટને સારૂં.
સંસાર સ્વપ્નુ જુઠું જાણે જે તે તો ધ્યાન ધરે તારૂ.મુરખ કરે ઝેરે
અમે જઈ૦—ચોક ૩.
હાથ જોડી હું અરજ કરી કહું મારી વીનંતી કાન ધરજો
સંકટ કાપી સરણે રાખી, આવ્યાં વીઘન દુર કરજો
**અમીચંદ** તેરે. અમે જઈએ ઘેર.—ચોક ૪.



# જાહેર ખબર.

આ ચોપડી તથા ચંડી પાઠની ચોપડી નીચે લખેલે ઠેકાણુાઓએથી રોકડી કીંમતે મળશે, દેશાવર વાળાએ પોસ્ટેજ માટે ૧ આનાની ટીકીટ વધુ બીડવી.

૧ સુરત, આમલીરાનમાં બનાવનાર ઝવેરી શા० અમીચંદ મોતીચંદને ત્યાંથી મળશે.

૨ સુરત, અંબા માતાના દેહેરામાં ટકોરખાનાની નીચે ઘી વાળાની દુકાને મલશે.

૩ શા० મગનલાલ મોતીરામ રેશમી તથા સુતરાઉ કાપડના વેપારી. ઠે० બરાનપુરી ભાગળ-સુરત.

૪ બુકસેલર ઇચ્છારામ ભગવાનદાસ ઠે० ઘડીઆલ આગળ મોતી રૂપાના ખાંચામાં. તથા શનીવારના હાટમાં-સુરત.

સુચના—આ છંદની ચોપડાની કીંમત ૦-૬-૦ ને ચંડી પાઠ ગુજરાતીમાં બનેલાની કીંમત ૦-૬-૦